

परमात्मने नमः

# श्रीकैवल्यकुंजी.

લેખક

यति मुकुन्दरामजी.

વ્યાખ્યાનવાચસ્પતિ.

ખંભાત અને [illegible].

પ્રકાશક

સ્વામી ગાદીશ આનંદગિરિ.

પં. પાર્વતીશંકરગિરિ.

સિદ્ધેશ્વર મહાદેવ—[illegible].

દ્વિતીયાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સં. ૧૯૮૪. ઈ. સ. ૧૯૨૮.

[illegible]

# યતિ શ્રીમુકુન્દાશ્રમજી તરફથી મળતાં પુસ્તકો.

૧ વેદાન્તસાર*
૨ દર્પદલન*
૩ પદ્ય મંજરી*
૪ વેદાન્ત પ્રક્રિયા*
૫ વિચાર સાગર ( પદ્યભાગ અર્થ સાથે )
૬ અવ્યક્ત બોધ*
૭ પત્ર વ્યવહાર ( સનાતની ને સમાજીઓનો )
૮ વૈધવ્ય ધર્માદર્શ
૯ સત્ય સુધા
૧૦*સુરતાસ્વયંવર
૧૧ ગૃહસ્થની ગાઇડ
૧૨ સામસ્તુતિ
૧૩ સનાતન ધર્મની પડતીનાં કારણો
૧૪ શ્રીશિવ મહિમ્નઃ સ્તોત્ર ( ગુજરાતી પદ્યાનુવાદ )
૧૫ શ્રીચિદ્ઘનવાણીવિલાસ
૧૬ શ્રીકૈવલ્યકુંચી
૧૭ શ્રીતત્ત્વાદર્શ

ઉપરનાં પુસ્તકો હશે ત્યાં સુધી (*) આવી નિશાનીવાળા માટે ૦–૧–૦ આનાની તથા બાકીનાં માટે ૦–૦–૬ અર્ધો આનાની ટીકીટ મોકલનારને વિના મૂલ્યે આપવામાં આવશે.

સ્વામી પ્રણવાશ્રમ.

ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા.

ખંભાત.

श्री कैवल्य कुंची



જન્મ સં. ૧૯૩૪.     દેહના     દીક્ષા સં. ૧૯૫૮.

શશાંક શાખા ન્યાયથી, કરી દૃષ્ટિ એકતાર;
વાચક मुकुन्द વિલોકજો, આ પડદાની પાર.

જોશી આર્ટ, કોટ મુંબઈ



तत्सत्परमात्मने नमः

# श्रीकैवल्य कुंची.

લેખક

## यति मुकुन्दाश्रमजी.

વ્યાખ્યાન વાચસ્પતિ.

ખંભાત અને આરોલા.

### સવૈયા બત્રીશા.

ભુવન ભોગ કુરોગ ગણી તન ભોગ તજંત **મમતા** બહુ કારી.
માન તથા અપમાનતણું મળ ને **અભિમાન** તજે મન મારી;
કે ભરપૂર ભરી નહિ દૂર વિભુપદ ઉર ધરે **રતિ** ભારી.
હિંમતથી અહિં આપી શકો કહિ હિંમત ના ચૂકો **કૈવલ્યકુંચી.**


પ્રત ૧૦૦૦ દ્વિતીયાવૃત્તિ.
સંવત ૧૯૮૪ ઈસ્વી. ૧૯૨૮.


પ્રસિદ્ધકર્તા

**स्वामी गौरीशंकरानन्दजी**

**तथा पार्वती गिरि.**

સિદ્ધેશ્વર મહાદેવ–દેહગામ.

યોગ્ય અધિકારીને મનન કરવા ભેટ

**મૂલ્યામૂલ્ય.**

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨૪ | બીજેને | બીજાને |
| ૧૪ | ૭ | સાર્થકતા | સાર્થકના |
| ૭૭ | ૧૬ | यदृशी | यादृशी |
| ૧૫ | ૩ | બહું | બહુ |
| ૨૧ | ૧૪ | ह्ररि | हरि |
| ૨૭ | ૧૬ | रसिकं | रसिकं |
| ૨૮ | ૨૫ | वेद्यहम् | वेद्म्यहम् |
| ૩૦ | ૧૦ | ऋणमेचन | ऋणमोचन |
| ૩૧ | ૧૦ | परद्रव्येष्वमि | परद्रव्येष्वभि |
| ૩૨ | ૯ | દેષાદિક | દોષાદિક |
| ૩૩ | ૨ | યથાથ | યથાર્થ |
| ૩૪ | ૨૦ | સવ | સર્વ |
| ૩૬ | ૧૩ | સહૃદ | સુહૃત્ |
| ૪૧ | ૧ | કમના | કાયાના |
| ૪૩ | ૧૦ | બનાવી | બનાવ |
| ૪૫ | ૧૧ | કમ | કર્મ |
| ૫૦ | ૨૪ | ધ્રુત | ધ્રુવ |
| ૫૧ | ૨૫ | ગણાય છે કરનાર | ગણાય છે તે કરનાર |
| ૫૨ | ૨૫ | પવિત્રતા | પવિત્રતા છે |
| ૫૩ | ૨ | કાય | કાર્ય |
| ૫૮ | ૧૪ | અપ્રાપ્તિથી | અપ્રાપ્તિની |
| ૬૪ | ૧૩ | શકતા | શકાતા |

ॐ

श्रीसद्गुरुर्विजयतेतराम्

# अर्पणपत्रिका.

श्रीमत्परमहंसपरिव्राजकाचार्य-
मुनिगणसभामण्डलसमीडित
चरणसरोजयुग्मब्रह्मविद्यादानोत्साह-
पूर्णान्तःकरण, करुणावरुणालय-
पूज्यपादब्रह्मस्वरूप श्रीसद्गुरुवर्य
श्रीमत्स्वामीश्री १०८ श्रीगोविन्दाश्र-
मजी महाराजना परमपावनपादपद्ममां

मु. श्री [illegible]करनाळा.

यत्करोषि એ શ્લોકમાં શ્રીભગવાનની આજ્ઞા છે કે તું જે કર તે સર્વ મને અર્પણ કર. એ આદેશને અનુસરીને આપશ્રીના પરમ પ્રસાદથી પ્રાપ્તથએલ, આ કૈવલ્યકુંચી અખંડ જ્ઞાન પ્રાપ્ત કરવાની કળા મારા વિચારાનુંસાર લખતાં, તેમાં જે કાંઇ વાણી દોષ થયો હોય, તેને દૂર કરવા આપશ્રીને અર્પણ કરી, મારા કૃતાર્થતાંશને અનુસરૂં છું તો તેને સ્વીકારવા કૃપાવંત થશો. અસ્તુ.

સંવત ૧૯૮૩ ના
આશો વિજયાદશમી ગુરૂ
તા. ૬-૧૦-૨૭.
શ્રીચન્દનલક્ષ્મી પાઠ-
શાળા ખંભાત.

लि. હુંછું
આપશ્રીના સાન્દ્ર કૃપા કટાક્ષમાં
નિમગ્ન થએલો અર્ભક
यति कुन्दाश्रमना सा. दं.
पूर्वक ॐ हरि.

ॐ

तत्सद्ब्रह्मणे नमः

# भूमिका.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**

**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥**

**ભાવાર્થ**—હે અર્જુન સર્વ પ્રકારના ભાવથી એટલે તન, મન, ધન, વચન, કર્મ વિગેરેથી શ્રી પરમાત્માને શરણે જા. તેથી તેમના પ્રસાદથી પરમ શાન્તિને અને અખંડ ધામને પામીશ અર્થાત્ મોક્ષ થશે.

**શ્રીમદ્ ભગવદ્ ગીતાનો** ઉક્તમંત્ર એમ સૂચવે છે કે, પ્રભુને શરણે જનારને શાન્તિ અને પાછું પડાય નહિ તેવા સ્થાનની પ્રાપ્તિ થાય છે. સંસારના ત્રય (આધિ, વ્યાધિ અને ઉપાધિ) તાપથી તપ્ત થએલ જીવાત્મા અખંડ શાન્તિને ઇચ્છે છે. શાન્તિનો નિવાસ પરમાત્માના શરણમાં છે. માટે પ્રભુને શરણે જવું જોઇએ. અખંડ શાન્તિની આશાએ હરિશરણે જવાની સર્વની ઇચ્છા થાય છે. એટલે દરેકના મનમાં એ વિચાર અવશ્ય આવે છે કે પ્રભુને શરણે જવું કેવી રીતે ? તેનો જવાબ એજ છે કે, પ્રભુશરણે જનારે સંસાર દુર્ગમાંથી બહાર નીકળવું જ જોઇએ. તો તેમાંથી બહાર નીકળવા સંસાર દુર્ગનું સ્વરૂપ સમજવું જોઇએ.

આ સંસાર દુર્ગને માયા,—મોહ,—તૃષ્ણા—આસક્તિ—અજ્ઞાનરૂપ ઉચ્ચ ગિરિપર બાંધેલો છે. તેને ચોતરફ કામ અને ક્રોધનો ગગન-સ્પર્શી કોટ—દીવાલ—બાંધવામાં આવેલ છે. અનન્તકોટિ બ્રહ્માંડોનો તેમાં સમાવેશ થાય એટલો તેનો વિસ્તાર છે. જેવા પ્રકારની ઇચ્છા થાય તેવી સર્વ જાતની સામગ્રી તેમાં મળી શકે છે. એ

કિલ્લાના અધિપતિનું નામ **અભિમાનસિંહ** છે. તેના હાથ નીચે અનન્ત વાસનારૂપ લશ્કર છે. નરદેહ–મનુષ્ય જન્મ એ તે દુર્ગનો દરવાજો છે. અહંતા મમતારૂપ બે તેનાં કમાડ છે. તેને ઉઘાડવાના મીજાગરા જે વિવેક, વિરાગ, ષટસંપત્તિ અને મુમુક્ષુતા છે, તે ઉપર દેહાધ્યાસરૂપ કાટ ચઢી ગયો છે. તેમજ કૃપણતારૂપ સાંકળ ચડાવી વિષયની આશારૂપ તાળું મારવામાં આવેલ છે. જેથી કોઇનાથી એકાએક બહાર જવાનું બની શકતું નથી. આ સર્વની મધ્યમાં જીવનસિંહ રાજા છે. એ જો ધારે તો દરવાજો ઉઘાડી શકે તેમ છે. પરંતુ તેના મંત્રીઓ–આસુરી સંપત્તિ ઉલટી સલાહ આપી એ કાર્યમાં પ્રવૃત્ત થવા દેતા નથી. તેથી તેની રૈયત જે દૈવિ સંપત્તિ તે અત્યંત દુઃખી છે. તે પ્રથમ કહેલું દ્વાર ઉઘાડવામાં રાજાને મદદ કરવા તૈયાર છે. પણ રાજા પ્રધાનમંડળની સત્તામાં દબાએલો હોવાથી મનમાં દુઃખ અનુભવે છે, છતાં, પોતાની સત્તા બજાવી શકતો નથી. જો તે પોતાની સત્તા બજાવવા તૈયાર થાય તો, અમલદારોની સત્તા નથી કે તેને અટકાવે. પણ તે પ્રસંગ તો જ્યારે દુઃખથી ઘડાઇ, પોતાનો પ્રમાદ ત્યાગી. કાર્ય કરવા તત્પર થાય ત્યારે આવે. સંસાર દુર્ગનાં દ્વાર પાસે જ શ્રીપરમાત્મા છે. એટલે જીવાત્માને તે ખોલવાં એટલુંજ કરવાનું રહે છે. જેમ ઝાડ નીચે જનાર તેની ઇચ્છા હોય કે ન હોય પણ તે વૃક્ષની છાયામાં આવેજ છે. તેમ અહંમમની બહાર જનાર માણસ પ્રભુને શરણે આવેજ છે. તો પ્રથમ સંસાર દુર્ગનો દરવાજો ઉઘાડવા આ જીવને કેમ જાગ્રત કરવો, અને જાગ્રત થએલો જીવ કેવી રીતે આ દરવાજાને ખોલી શકે, એ સર્વ બાબત **કૈવલ્યકુંચી**માં લખવામાં આવી છે. તેથી જે કોઇ તેને વાંચી વિચારી આચારમાં મૂકશે, તે જરૂર પોતાનો દરવાજો ખુલ્લો કરી શકશે. તેમ થતાં તે પ્રભુના શરણમાં જશે. અને અખંડ સુખશાન્તિ પણ અનુભવશેજ.

પ્રભુને શરણે જવામાં સદ્દગુરૂની જરૂર છે. એ વાત નિર્વિવાદ છે. પણ તેમાં એ કેટલાએક સંપ્રદાયવાળા ઇજારો લઇ બેઠા છે કે, અમારા સંપ્રદાયમાં આવે તેનાજ ઉપર પ્રભુ કૃપા કરે. તેજ પ્રભુ શરણમાં જાય. તેનેજ પ્રભુ તેડવા આવે. એવા પ્રવંચક પ્રલાપો કરી અજ્ઞાત પ્રજાને પોતાના વાડામાં બાંધવાનાં વલખાં મારે છે. પણ તે વાત પોકલ છે. શ્રુતિ કોઇ કુળને કોઇ સંપ્રદાયને કે કોઇ એક વ્યક્તિને ઇજારો આપી દેતી નથી. એતો સ્પષ્ટ કહે છે કેઃ—**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** ॥ તે પરમાત્માનું વિજ્ઞાન મેળવવા સારૂ બ્રહ્મશ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ સદ્દગુરૂની પાસે સમિત્પાણિ થઇ ( હાથમાં ભેટ લઇ ) જવું. આ વેદ આજ્ઞામાં કોઈ સંપ્રદાય, કોઈ કુળ કે કોઇ પ્રગટપરમેશ્વરનો દાવો કરનારનું નામ આપ્યું નથી. જે વેદાદિશાસ્ત્ર જાણતા હોય અને પરમાત્મામાં નિષ્ટા હોય, તેજ સદ્દગુરૂ છે. તેને શરણે જવાથીજ પ્રભુશરણનો ખરો માર્ગ હાથમાં આવે છે. બાકી કોઇ કુળની પરંપરામાં થનારા શાસ્ત્ર અનભિજ્ઞ પુરૂષો, અથવા પરંપરાના બળથી પ્રભુ થએલાથીજ પ્રભુશરણ મળે એમ સમજવાનું નથી.

બંધુઓ ! યાદ રાખજો કે આ કુંચી તમને મફત મળે તેમ નથી ને લીધા સિવાય તમને ચાલે તેમ પણ નથી. ગમે ત્યારે લેવી તો પડશેજ. કારણ તમે ચોરાશી લાખ યોનિમાં અનન્ત વખત જે અથડાયા કરો છો, તે અખંડ શાન્તિને માટેજ. કંટાળીને પણ છેવટ કિંમત આપવાના છો, તો આ ક્ષણથીજ તેની કિંમત આપીને કેમ નથી લેતા ? મારો તો આગ્રહજ છે કે, તમે આ કુંચી ખરીદો. અને મુખ પૃષ્ટપરના કાવ્યમાં લખેલી કિંમત આપો. પછી અખંડ સુખનો અનુભવ કરો. તમે જે સુખને માટે અપાર આપત્તિઓ ભિડાવો છો. તેનોજ રસ્તો આમાં કથન કરેલ છે. આ કુંચી ખરી રીતે મારી નથી, પણ તત્વજ્ઞાનની પરંપરામાંથી શીક્ષા-

સિન્ધુ સદ્દગુરૂ દ્વારા મને પ્રાપ્ત થયું છે. તેજ મેં પુસ્તકાકારે લખી છે. તે જે કિંમત આપશે તે લેશેજ. છેવટ શ્રીકૃષ્ણ પરમાત્માના વચનોમાંજ કહીશું કે:-

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥**

**ભાવાર્થ**—એ પ્રમાણે ગુપ્તથી પણ ગુપ્ત જ્ઞાન મેં તને કહ્યું. તેનો સંપૂર્ણ વિચાર કરી જેમ ઇચ્છા થાય તેમ કર.

સર્વજ્ઞ પરમાત્મા છે. અપૂર્ણ મનુષ્યમાં ભૂલ થવા સંભવ છે તો સુજ્ઞો સુધારીને વાંચશો.

અંતમાં સર્વ બંધુઓ પ્રતિ એજ પ્રાર્થના છે કે, જેમ ખજાનાની કુંચી મળતાં, સર્વ સંપત્તિ હાથમાં આવે છે. તેથી કુંચી મેળવનાર પોતાને સુખી સમજે છે. પણ વિચાર દૃષ્ટિથી જોતાં ધન કાંઈ સુખનું સાધન નથી. કારણ ધન નાશ થાય ત્યારે ઉલટું દુઃખ આપે છે. માટે નાશવંત ખજાનાની કુંચી તો તુચ્છ છે. પરંતુ આ અલૌકિક ખજાનાની કુંચી જેને મળે, તો તેમાંથી પ્રાપ્ત થનારી સંપત્તિ અખંડ સુખ આપનારી છે. અને તે સંપત્તિની ખુમારી એવી વિચિત્ર છે કે, તે મનુષ્ય બહારથી ગમે તેવી દીનહીન દશામાં હોય, શાન્તિ સ્થલમાં કે જન કોલાહલમાં હોય, પણ તેની સુખભાવના બદલાતી નથી. તે તો સદાકાળ જેવો ને તેવો રહે છે. એ સુખ પ્રાપ્ત કરવા પરમાત્મા સર્વને સદ્દબુદ્ધિ આપો એવી શુભ ઇચ્છા કરતાં એ ઇચ્છા પ્રેરકમાં જ વિરમું છું. ॐ

| સંવત ૧૯૬૮ ના માર્ગશીર્ષ સુદિ ૩ ને ગુરૂ, મુ. **કરમસદ તાલુકે આણંદ.** | **યતિ.** **ખંભાત અને ઝારોલા.** |
|---|---|

# द्वितीयावृत्तिनी प्रस्तावना.

પ્રથમાવૃત્તિ ૧૯૬૮ માં કાઢયા પછી ટુંક મુદતમાં જ તે ખલાસ થએલ. પણ તેની જોઇએ તેવી માગણી ન હોવાથી, બીજી આવૃત્તિ માટે વિચાર કરવામાં આવ્યો નહોતો. બે વર્ષથી તેની વિશેષ માગણી થતી હતી; તેવામાં સ્વામીશ્રી ગૌરીશંકરાનંદજીની ઇચ્છા થતાં, આ પુસ્તક પ્રગટ કરવા નિમિત્તે તેમણે રૂા. ૧૦૦) સો આપ્યા. વિશેષ વર્ષના અભ્યાસ અને અનુભવના પ્રભાવથી, આ દ્વિતીયાવૃત્તિમાં પુષ્કળ સુધારો વધારો કરી, વિચારને સંગીન બનાવવા યત્ન કરવામાં આવ્યો છે. તો સુજ્ઞો તેનો લાભ લેશો.

સ્વામીશ્રી ગૌરીશંકરાનંદજી ભિક્ષુક અને અયાચક વૃત્તિવાળા છતાં, તેમની પાસે જે રકમ અનાયાસે એકત્ર થએલી હતી. તેનો ઉપયોગ બ્રહ્મવિદ્યાના પ્રચારમાં કરી, જેજે ભકતોએ તેમની પૂજા કરેલી: તેમને આવા ઉત્તમ સત્કાર્યમાં ભાગીદાર બનાવી, અનહદ ઉપકાર કર્યો છે. તે સ્વામીશ્રી ગૌરીશંકરાનંદજીનો અત્રે આભાર માનવામાં આવે છે.

બીજી આવૃત્તિમાં ભૂલચુક હોય તો સુજ્ઞો હંસક્ષીર ન્યાયથી ગુણજ ગ્રહણ કરશે. અસ્તુ. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

ખંભાત.
ચન્દનલક્ષ્મી પાઠશાળા.
વિજયાદશમી.

यति मुकुन्दाश्रम
व्याख्यान वाचस्पति.





तत्सत्परमात्मने नमः ॥

# ॥ श्रीकैवल्यकुंची ॥

## मंगलम्

### શાર્દૂલવિક્રીડિત.

शक्यं यन्न विशेषतो निगदितुं प्रेम्णैव यच्चिन्तितं
मृद्वङ्गीवदनेन्दुमण्डलमिव स्वान्ते विधत्ते मुदम् ।
यन्मुग्धानयनान्तचेष्टितमिवाध्यक्षेऽपि नो लक्षितं
तत्तेजो विनयादमन्दहृदयानन्दाय वन्दामहे ॥१॥

**ભાવાર્થ**—જે તેજનું-પરમાત્મસ્વરૂપનું-વિશેષરૂપે વર્ણન કરવું અશક્ય છે. પ્રેમવડે ચિંતન કરવાથી જે સુંદરીના મુખચન્દ્રની પેઠે અંતઃકરણમાં આનંદ આપે છે. આંખની સમીપ છતાં મુગ્ધા-સુંદર-સ્ત્રીના નેત્રના છેડાની ચેષ્ટા પેરે જે જાણવામાં-લક્ષમાં-આવી શકતું નથી. તે તેજને **શ્રીપરમાત્મસ્વરૂપને** હૃદયના અપાર આનંદ માટે અમે વંદન કરીએ છીએ.

## उपक्रमः

आनन्दो ब्रह्मेति व्यजानात् ॥
आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते ॥
आनन्देन जातानि जीवन्ति ।
आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति ॥

**ભાવાર્થ**—આનંદ એટલે માયાવિશિષ્ટબ્રહ્મ-જાણ. તેમાં કારણ બતાવે છે કે આનંદ-માયાવિશિષ્ટબ્રહ્મ-માંથીજ આ ભૂતો ઉત્પન્ન

થયાં છે. આનંદવડેજ ઉત્પન્ન થઇને જીવે છે. છેવટ નાશ પામીને પણ આનંદમાંજ સમાય છે, ઇતિ.

જો કે શ્રુતિ વચનથી માયાવિશિષ્ઠબ્રહ્મ આનંદમયરૂપે સમજાય છે. છતાં શ્રુતિનું તાત્પર્ય સગુણબ્રહ્મ પરત્વે નથી. કારણ માયા-રૂપ વિશેષણથી અંતરાત્મત્વ સિદ્ધ થતું નથી. માટે આ સ્થળે લક્ષ્યાર્થ લેવાનો છે. અર્થાત શુદ્ધ બ્રહ્મજ આનંદરૂપ છે. એ વાત શ્રીબ્રહ્મસૂત્રના સમન્વય અધ્યાયમાં आनन्दमयोऽभ्यासात् ॥ ૧-૧-૧૨ (અભ્યાસથી આનંદમય આત્મા છે) એ સૂત્રનું ભાષ્ય કરી શ્રી જગદ્‌ગુરૂ શંકરભગવાને સિદ્ધ કરેલ છે. માટે સંપૂર્ણ વિશ્વ આનંદ-મય છે. અન્ય રીતે પણ એજ વાત સ્પષ્ટ થાય છે.

દૃષ્ટિગોચર થતા વિશ્વમાં, (૧) અસ્તિ, (૨) ભાતિ, (૩) પ્રિય, (૪) નામ, (૫) રૂપ એવા પાંચ અંશો છે. તેમાંથી પ્રથમનાં ત્રણ અંશો બ્રહ્મરૂપ–આનંદરૂપ છે અને છેવટનાં બે અંશો માયારૂપ છે. માયા વિકારી હોવાથી નામરૂપ ફર્યાજ કરે છે. ને બ્રહ્મ નિર્વિકારી હોવાથી તેના ત્રણ અંશો સદા એક સરખા રહે છે. એ આનંદના અભાવથી સંસારના સમગ્ર જીવો આનંદનેજ ઇચ્છે છે. અને તેમાં પણ દરેક જીવ એવા આનંદને ઇચ્છે છે કે જે કદિ નાશ ન પામે. ટુંકામાં સર્વ અખંડાનંદને ઇચ્છે છે. અને એ નિરતિશય સુખ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જીવની તૃષ્ણા શાન્ત થતી નથી. એ વાસના વિરમે ત્યારે અખંડ સુખ મળે છે. માટે સર્વને એ ઇચ્છા છે. એને જ શાસ્ત્રીય ભાષામાં મોક્ષ અથવા કૈવલ્ય કહે છે.

આવા અખંડ સુખની ઇચ્છા સર્વના મનમાં રહેલી હોવાથી સંસારી જીવો જે જે પ્રવૃત્તિ કરે છે તેનો મુખ્ય ઉદ્દેશ એ સુખજ હોય છે. વ્યવહારીક જીવો, ધન, પુત્ર, યશ, વિગેરે બીજાને મળેલાં જોઈ તેને સુખી ગણે છે. પણ ઊંડા ઉતરીને જોઇએ તો તેથી જીવ ને સંતોષ થતો નથી. દાખલા તરીકે–કોઇ માણસને રહેવા માટે

સુંદર મહાલય હોય, સંપૂર્ણ ખજાનો હોય, રૂપવતી રામા હોય, પણ જો તેનું શરીર માંદું હોય તો ઉક્ત સર્વ બાબતો તેને સુખપ્રદ લાગતી નથી. આથી સમજાશે કે અન્ય લોકો જે ધનાદિકને સુખનાં સાધનો ગણે છે તે પ્રાપ્ત હોય છતાં તેનાથી સુખ થતું નથી. ટુંકામાં કહેવાનો હેતુ એ છે કે, નાશવંત પદાર્થો અખંડ સુખને આપી શકતા નથી. ત્યારે વાચકને એ વિચાર આવશે કે વ્યવહારમાં એવું જોવામાં આવે છે કે અમુક પદાર્થોની કામનાવાળાને તે પદાર્થ પ્રાપ્ત થતાં તેને સુખ થાય છે, તે શું ખોટું? તેનું સમાધાન એ છે કે, ખરૂં જોતાં સુખ થવામાં પદાર્થ કારણ નથી. પણ મનુષ્ય પોતાની અજ્ઞાનતાથી વૃથા માનીલેછે. તત્સમ્બન્ધે થોડો વિચાર કરીએ. એટલે બાબત સ્પષ્ટ થશે. જો બહારના પદાર્થ સુખમાં કારણ હોય તો પ્રાપ્ત કરેલો પદાર્થ જ્યાં સુધી હોય ત્યાં સુધી તેને દુઃખ થવું જોઇએ નહિ. પણ તેમ બનતું નથી, એ સર્વના અનુભવની વાત છે. એટલુંજ નહિ. પણ જે પદાર્થ સુખરૂપ સમજી સંગ્રહ્યા હોય છે તેજ સમયે દુઃખરૂપ થઇ પડે છે. જ્યારે બાબત આમ છે, ત્યારે ઇચ્છિત પદાર્થ મળતાં સુખનું ભાન કેવી રીતે થાય છે એ સમજવા જેવી બાબત હોવાથી તેનો વિચાર કરીએ.

શ્રુતિ કહે છે કે–**यो वेद निहितं गुहायां परमे व्योमन्निति ॥** જે પરમ આકાશરૂપ ગુહામાં–હૃદયાકાશમાં–સ્થિતને જાણે છે. એ શ્રુતિનું વિવેચન કરતાં પંચદશીકાર વિદ્યારણ્યસ્વામીજી કહે છે કે–

**देहादभ्यन्तरः प्राणः प्राणादभ्यन्तरं मनः ।**
**ततः कर्त्ता ततो भोक्ता गुहासेयं परंपरा ॥**

**અર્થ**—દેહથી અંદર પ્રાણ છે. પ્રાણથી અંદર મન છે તેથી અંદરકર્તા, વિજ્ઞાન–બુદ્ધિ–છે. તેથી અંદર ભોક્તા–આનંદમય છે તે આ ગુહાની પરંપરા છે. શ્રુતિને અનુસરી પ્રાજ્ઞ પુરૂષોએ આત્માને ઢાંકનાર પાંચ કોશ કહેલા છે. જેમ કોઈ અમૂલ્ય રત્નનું સંરક્ષણ

કરવા સારૂં પ્રથમ એક ડાબડીમાં મૂકવામાં આવે, પછી તેને એક ડબામાં મૂકવામાં આવે, તે ડબાને તીજોરીમાં મૂકવામાં આવે છે. તીજોરી ઘરના મધ્યભાગમાં એક કોટડી હોય તેમાં રાખવામાં આવેલ હોય છે. એટલે રત્ન સંરક્ષક (૧) **મકાન,** (૨) **કોટડી,** (૩) **તીજોરી,** (૪) **ડાબડો,** (૫) **ડાબડી,** એમ પાંચ છે. તેજ રીતે **ચિદ્દરત્ન**ના રક્ષણુને માટે પણુ (૧) **અન્નમય,** (૨) **પ્રાણુમય,** (૩) **મનોમય,** (૪) **વિજ્ઞાન–બુદ્ધિમય,** (૫) **ભોક્તા–આનંદ-મય** આ પાંચ કોશો છે. ટુંકામાં જે **આત્માને જ્ઞાનમય–સુખમય** કહેવામાં આવે છે તે પંચકોશની પાર છે, ત્યાં સુધી જીવાત્માની વૃત્તિ એકાએક પહોંચી શકતી નથી. તેનું મુખ્ય કારણુ વાસનારૂપ મન–અંતઃકરણુ છે. મન સદા બહારજ જોનારૂં છે, કારણુ તે ઇન્દ્રિઓને અનુસરે છે. તેથી સુખ બહાર સમજાય છે, પણુ મુખ્ય મર્મ એ છે કે–જ્યારે મનુષ્યને કોઇ પદાર્થની ઇચ્છા થાય છે ત્યારે તેની વૃત્તિ બહિર્મુખ થાય છે ને તે પદાર્થ તરફ આકર્ષાએલી રહે છે. પણુ જ્યારે એ પદાર્થ તેને મળે છે ને જીવ તેને ભોગવે છે, ત્યારે પદાર્થ પ્રાપ્તિ નિમિત્તે વૃત્તિ પાછી વળે છે એટલે વૃત્તિ અંતર્મુખ થાય છે. તેથી તેમાં કોશોની પાર રહેલ આત્મા–આનંદરૂપઆત્માનું પ્રતિ-બિંબ પડે છે. એટલે અંદરથી સુખનું ભાન થાય છે. પણુ માનવ આ મર્મને સમજતો નહિ હોવાથી, ને અંદરનું ભાન ન હોવાથી તે ઉલટું સમજે છે કે, પદાર્થથી સુખ થયું. પણુ વસ્તુતઃ જીવ પોતેજ સુખરૂપ છે. ને વૃત્તિ જ્યારે પાછી વળે છે ત્યારેજ સમજાય છે. પણુ જીવની અન્ય વાસના, બીજા ભોગની ઇચ્છા સ્ફુરાવી પુનઃ વૃત્તિને ક્ષોભ પમાડી બહાર કાઢે છે. એટલે પ્રાપ્ત પદાર્થ છતાં, કોઈ પણુ જીવ પોતાને સંપૂર્ણ સુખી સમજી કે માની શકતો નથી. પણુ જ્યારે સંસારના પદાર્થથી ઉપરામ થાય છે ત્યારેજ તેને ખરૂં સુખ અનુભવમાં આવે છે. **કહેવાનો ઉદ્દેશ એજ છે કે, જેને ખરૂં સુખ–અવિનાશી સુખ** જોઇતું હોય તેણે બહાર ફાંફાં ન મારતાં પોતાના

હૃદયમાંજ ખોળવું. કેમકે શ્રુતિજ તેને ગુહાહિત કહે છે. એજ સુખને શાસ્ત્ર **કૈવલ્યસુખ-મોક્ષ** કહે છે.

અંતરમાં રહેલું **અખંડસુખ** અથવા **આનંદરૂપ બ્રહ્મ**-જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેની સ્થિતિ જૂદાજ પ્રકારની થાય છે, કેવી થાય છે એ જિજ્ઞાસાને તૃપ્ત કરવા **શ્રીમજ્જગદ્‌ગુરૂ આદ્ય શંકરાચાર્ય** પોતાના **વિવેક ચૂડામણિ** નામક નિબંધમાં કહે છે કે-

> **बुद्धिर्विनष्टा गलिता प्रवृत्ति-**
> **र्ब्रह्मात्मनोरेकतयाधिगत्या ।**
> **इदं न जानेप्यनिदं न जाने**
> **किं वा कियद्वा सुखमस्त्यपारम् ॥**

**ભાવાર્થ**—બ્રહ્મ અને આત્માના અભેદજ્ઞાનથી, ભેદને સમજનારી જે બુદ્ધિ હતી તે ગળી ગઇ. અર્થાત્ બુદ્ધિમાંથી ભેદ ભાવના નીકળી ગઇ. ભેદ બુદ્ધિને લઇને સંસારાસક્તિથી જે પ્રવૃત્તિ થતી. હતી તે પણ ગળી ગઇ. વર્તમાન સમયમાં જે પદાર્થો 'આ' એ રીતે જણાય છે તેને આત્માથી ભિન્ન કરી જાણતો નથી. અર્થાત્ અધ્યસ્તની સત્તા અધિષ્ટાનથી ભિન્ન હોતી નથી. તેમ અનિદં આ નહિ અર્થાત્ ઇન્દ્રિય સમ્બન્ધથી રહિત-પરોક્ષ પદાર્થોને પણ આત્માથી અતિરિક્ત-જૂદા-જાણતો નથી કિંવા-કેવા રૂપવાળું આત્મસુખ છે અગર કિયદ્વા-કેવા પ્રમાણવાળું છે તે પ્રકારને હું જાણતો નથી. અર્થાત્ સદ્રૂપથી અથવા અસદ્રૂપથી અગર ઉભય વિલક્ષણ અનિર્વચનીયરૂપથી પણ આત્માથી જૂદા સુખને હું જાણતો નથી ત્યારે કોઇ પૂછે કે શું જાણો છો ? તો જવાબ આપે છે કે મન વાણી અગોચર ઇયત્તાથી રહિત સુખસ્વરૂપ આત્મા છે તેજ મારૂં રૂપ છે એમ જાણું છું. આવા સુખમાં આરૂઢ થયલો પુરૂષ તેવા વ્યવહારિક શુભાશુભ સંયોગની વચ્ચે આવી પડે, તોપણ તેતો

પોતાનાજ સુખમાં નિમગ્ન રહે છે. બહારના સંયોગો તેનામાં હર્ષ કે શોકરૂપ વિકાર કરી શકતા નથી. ટુંકામાં તેનું **કૈવલ્યસુખ** દિવ્ય રૂપે જ શોભી રહે છે. આ સુખ પ્રાણીમાત્રને મેળવવાની ઇચ્છા તો છેજ. તો એ સુખ જીવાત્મા કેવી રીતે મેળવી શકે, તેનો આરંભક ઉપાય આ લઘુ ગ્રંથમાં શ્રીસદ્ગુરુ કૃપાથી પ્રાપ્ત થએલ બુદ્ધિ પ્રમાણે બતાવવા યત્ન કરવામાં આવ્યો છે. તેને અનુસરીનેજ આ ગ્રંથનું નામ **कैवल्यकुंची** રાખવામાં આવ્યું છે. તો બુદ્ધિમાનો યથાશક્તિ ગ્રહણ કરશે અસ્તુ.

**अनुबन्धः**

પ્રાચીન પુરૂષોની એ પ્રણાલિકા છે કે કોઇ પણ ગ્રંથનો આરંભ કરતાં પહેલાં, પ્રેક્ષાવતોની પ્રવૃત્તિ માટે ગ્રંથના અનુબંધનું વર્ણન કરવું જોઇએ. પ્રાજ્ઞ પુરૂષો અનુબંધનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે– **मंगलाचरणाव्यवहितोत्तरमेवग्रन्थादावनुबद्धयमानः** । મંગલાચરણ પછી તુરતજ ગ્રંથના આરંભમાં જે કહેવામાં આવે તે અથવા **स्वविषयकज्ञानद्वारा शास्त्रे प्रवर्तकः** ॥ પોતાના વિષયના જ્ઞાનદ્વારા શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવનાર. તેના ચાર અંશ હોય છે. (૧) વિષય, (૨) અધિકારી, (૩) સમ્બન્ધ, (૪) પ્રયોજન. એ ચારમાંથી "**કૈવલ્ય સુખની પ્રાપ્તિ**" એ આ ગ્રંથનો વિષય છે. એ બાબત આરંભમાં કહેવાઇ ગઇ છે. હવે એ વિચાર પ્રાપ્ત થાય છે કે આવા સુખનો **અધિકારી** કોણ? પ્રકારાન્તરે વિવેચન તો આવશેજ (કરેલું છે) પણ વેદાન્ત શાસ્ત્રની દૃષ્ટિએ અધિકારીનું સ્વરૂપ બતાવતાં કહે છે કે–**विधिवदधीतवेदवेदाङ्गत्वेनापाततोऽधिगताखिलवेदार्थोऽस्मिन् जन्मनि जन्मान्तरे वा काम्यनिषिद्धवर्जनपुरःसरं नित्यनैमित्तिकप्रायश्चित्तोपासनानुष्ठानेन निर्गतनिखिलकल्मषतया नितान्तनिर्मलस्वान्तःसाधनचतुष्टयसंपन्नो यः प्रमाता स अधिकारी** ॥ જેણે વિધિ પ્રમાણે (બ્રહ્મચર્ય પાળીને) વેદનું અધ્યયન કર્યું છે. અને વેદોનાં અંગસહિત સામાન્ય વેદાર્થ જેણે જાણ્યો છે. આ જન્મનાં અથવા જન્માન્તરમાં કામ્યકર્મ અને નિષિદ્ધકર્મના

ત્યાગ પૂર્વક નિત્યકર્મ, નૈમિત્તિકકર્મ અને પ્રાયશ્ચિતકર્મ તથા ઉપાસના કરીને સર્વ પ્રકારના પાપથી રહિત જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે ને વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ તથા મુમુક્ષુતા એ ચાર સાધન સંપન્ન જે પ્રમાતા તે અધિકારી. વ્યવહાર દૃષ્ટિએ અધિકાર અનેક પ્રકારના છે જે કાર્યમાં જેને અધિકાર મેળવવો હોય, તેને તે કાર્યના સાધનોનું જ્ઞાન મેળવવું પડે છે. એટલુંજ નહિં પણ તેમાં જે વિઘ્નો આવે તેને દૂર કરી, કાર્ય પૂર્ણ થતાં સુધી ટકી રહેવાની શક્તિ એ અધિકારને સમજાવનાર તત્ત્વો છે. તેવીજ રીતે સંસારમાં અનેક પ્રકારની દુઃખરૂપ ઠોકરો ખાઇ જેનું મન દુઃખના ઘાથી ભરાઇ ગયું હોય, ક્ષણે ક્ષણે એ ઘા સાલતા હોય. સર્વ સંસાર પોતાના સ્વાર્થને માટેજ પ્રેમ કરનાર છે. પરમાર્થ માટે નહિ, એવો અનુભવ આવ્યો હોય, તે માણસજ સંસારનો ત્યાગ કરી, ખરા સુખને મેળવવાનો અધિકારી થાય છે. સુખ પ્રાપ્ત કરવાની કેવી તીવ્ર ઇચ્છા થવી જોઇએ તેનું સ્વરૂપ સમજાવવા એક દાખલો લઇએ કે-કોઇ માણસ ગ્રીષ્મઋતુમાં મુસાફરી કરવા નીકળ્યો હોય. પછી તેને તૃષા લાગે. તે વખતે જેમ જેમ તરસનું બળ વધતું જાય તેમ તેમ તેની વૃત્તિઓ બીજી બાબતમાંથી પાછી ફરી જળવૃત્તિમાં મળતી જાય છે. અન્ય કલ્પનાઓ અટકતાં એક જલનીજ કલ્પના બળવાળી બની જાય છે. તે વખતે તેની આંખો જળાશય જોવા ટાંપી રહે છે. તેનું ચિત્ત કોઇ જળાશયનો ભોમીઓ મળે ને જળનું સ્થાન બતાવે. એવું સતત ચિંતન કરતું હોય છે. 'અમુક સ્થળમાં જળ છે' એવા શબ્દો તેના શિથિલ થએલા શરીરમાં નવીન આશાના પ્રભાવથી બળને આપનારા છે. તેને સાંભળવાને તેના કાન અધીરા બન્યા હોય છે. અન્ય સર્વ પ્રકારનું ભાન ભૂલી તેનું મન પાણીની ભાવનામાં રૂઢ થએલું હોય છે. 'અરે ભગવાન્ પાણી ક્યાં હશે' ? 'ક્યારે મળશે?' એવા શબ્દો તેના શુષ્ક મુખમાંથી નીકળતા હોય. 'અજ્ઞાત્ અરણ્યમાં જળાશય ક્યાં હશે તેની મને ખબર નથી' એવો નિશ્ચય

જેની બુદ્ધિમાં સ્થિર થઇ ગયો હોય. તેજ માણુસ પાણી પીવાનો અધિકારી છે. તે વખતે જો કોઇ તે જંગલનો ભોમીઓ તેને મળે તો તુર્તજ પેલો પુરૂષ પૂછે છે કે '**ભાઇસાહેબ આ જંગલમાં પાણી ક્યાં છે?**' આ શબ્દો તો ઘણાએ બોલે. પણ તેની પાછળ લાગણીનું જે બળ છે. તે બોલનારમાં ન હોય તો તે મંદ અધિકારી ગણાય છે, લાગણીનું જેટલું બળ તેટલો અધિકાર ઉત્તમ. ઉત્તમ અધિકારી જ્યારે પૂછે છે ત્યારે આપ્ત પુરૂષ તેને ચોક્સ જવાબ આપે છે. અને જવાબ મળતાંજ અધિકારી સૂચિત દિશામાં ચાલવા લાગે છે. અને જળાશયમાં પહોંચી પોતાની તૃષા શાન્ત કરે છે ત્યારેજ વિરમે છે. આવા પ્રકારની ઊગ્ર જિજ્ઞાસા જેના મનમાં થાય તેજ યથાર્થ અધિકારી છે.

અગર બીજા પ્રકારથી પણ વિચાર કરી શકાય છે. તે એવી રીતે કે વર્તમાન સમયમાં જીવો કર્ત્તવ્યમૂઢ થયા છે. ભારતવર્ષમાંજ અનેક સંપ્રદાયોને લઇ આશાના બંધાએલા જીવો આમથી તેમ અથડાય છે. અને વાડાવાળાઓ પાડાને એકઠા કરી, ધનથી જાડા બની, જગતમાં જાડયતાને વધારે છે. જેથી માણસોમાં કર્ત્તવ્યપરાયણત્વ સ્થિર થઇ શકતું નથી. સંપ્રદાયો સર્વ ઉપયોગી છે. પણ તેનો સદુપયોગ તેજ કરી શકે કે, જેણે પ્રથમ સ્વવર્ણાશ્રમ ધર્મનું બરાબર પાલન કર્યું હોય. **સ્વધર્મ પાલન વિના માનવનું મન બળવાળું થતુંજ નથી.** માટે સ્વધર્મની પ્રથમ જરૂર છે. અહંતા મમતા ધર્મને ભૂલાવનાર છે. તેનો ઉત્તમ દાખલો અર્જુન છે, અર્જુનને દ્રોણાચાર્ય ગુરૂ અને ભીષ્મપિતામહનું અહંમમત્વ હતું. તેથી તે પોતાના ક્ષત્રિયવર્ણને યોગ્ય લડાઇરૂપ ધર્મ (જેના પાલનની ખાસ જરૂર છે.) તે તજવા તત્પર થયો. પણ બ્રહ્માંડનાયક શ્રીકૃષ્ણ તેના નેતા હોવાથી તેને ધર્મચ્યુત થવા દીધો નહિ. ત્યારે વર્તમાન સંપ્રદાયો અને દેશનેતાઓ ઉલટા લોકોને નિર્બળ બનાવવા ધર્મથી ચ્યુત કરે છે. તેમણે આ બાબત વિચાર કરી **સ્વધર્મ પાલનમાંજ પરમ**

શ્રેય છે. એ સૂત્રને પોતાના અંતઃકરણમાં અંકિત કરવું જોઇએ. શ્રીમદ્ ભગવદ્‌ગીતા વાંચનારાઓ જાણે છે કે અભિમાની અર્જુન પોતાના બુદ્ધિબળથી સ્વધર્મ વિચારોમાં અથડાઇ, જ્યારે અકળાયો અને કોઇ રસ્તો ન મળ્યો, ત્યારે પોતાનું ડહાપણ મૂકી શ્રીકૃષ્ણને શરણે જઈ, દીન બની, હાથ જોડી શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યો કે—

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

**ભાવાર્થ**—કૃપણતારૂપ દોષથી મારો સ્વભાવ નાશ પામી ગયો છે. (શ્રુતિ કહે છે કે—यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः ॥ હે ગાર્ગી જે પુરૂષ એ અક્ષર—પરમાત્માને જાણ્યા વિના આ લોકમાંથી મૃત્યુ પામે છે તે કૃપણ.) તેથા મારૂં ચિત્ત મૂઢ થયું એટલે મારો ધર્મ શું છે તેની મને સમજણ પડતી નથી. માટે હું તમને પૂછું છું કે જેથી મારૂં કલ્યાણ થાય તે મને નક્કી કહો. હું તમારો શિષ્ય છું તમારે શરણે આવ્યો છું માટે મને શીખવો.

વર્તમાન સમયમાં ગીતાના નામથી ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે. ગીતાજી મનુષ્યને કર્ત્તવ્યની પરાકાષ્ટા બતાવી જ્ઞાનાનંદમાં સ્થિર કરનાર અલૌકિક ગ્રંથ છે. છતાં અત્યારે ગીતાને નામે અનર્થો પણ અપાર થયા છે. તેનું મુખ્ય કારણ મનુષ્યોનાં અભિમાન સિવાય બીજું કાંઇ નથી. જેથી ગીતાનો પાઠ કરનાર કદાપિ આખી ગીતાને ગગડાટી જાય. અને તેમ કરતાં કદિ પાંચ દશ વર્ષ વ્યતીત થઇ જાય છતાં તેની જોઇએ તેવી અસર થતી નથી. આવી રીતના પાઠને તો **પોપટીઆ પાઠની** ઉપમાં આપી શકાય. જેને ગીતા રહસ્ય યથાર્થ જાણવું હોય તેણે તો અર્જુનની પેઠે અભિમાનનો પરિત્યાગ કરી

ખરી જિજ્ઞાસાથી ગીતાનો પાઠ કરવો જોઇએ, અને જ્યાં પ્રશ્નની બાબત આવે ત્યાં એવી ભાવના કરવી જોઇએ કે, શ્રીકૃષ્ણચંદ્ર સામે ઊભા છે અને આપણે પ્રશ્ન પૂછીએ છીએ. તેમજ જ્યારે ભગવાન બોલતા હોય ત્યારે પૂર્ણ પ્રેમથી આપણે તેને શ્રવણ કરી અંતઃકરણમાં અંકિત કરી રાખતા હોઇએ. તે પ્રમાણે સ્થિર વૃત્તિથી પાઠ કરવો જોઇએ. આવો અભ્યાસ એકાએક થઇ જતો નથી. પણ તેવો નિત્ય લક્ષ્ય બાંધી પાઠ કરવામાં આવે તો અમુક સમય જતાં એ ટેવ દૃઢ થતી જાય છે. અને અંત કરણમાં યોગ્યતા આવતાં યથાર્થ સુખ માટે જે અધિકારની જરૂર છે, તે અધિકાર ધીમે ધીમે આવવા લાગે છે. માત્ર તે તરફ જીવાત્માનું અનુસંધાન હોવું જોઇએ. વાચકના ધ્યાનમાંજ હશે કે અખંડ સુખ એ આ ગ્રંથનો વિષય છે. તેને મેળવવાની તીવ્ર ઇચ્છાને લઇ પોતાના ચારિત્રને જિજ્ઞાસુનાં લક્ષણ પ્રમાણે બનાવવા યત્ન કરનાર જીવાત્મા અધિકારી છે. એટલે સુખ પ્રાપ્ત થનાર છે. ને અધિકારી તેને પ્રાપ્ત કરનાર છે માટે સુખને અધિકારીનો **પ્રાપ્ય પ્રાપક ભાવ સમ્બન્ધ છે.** જ્ઞાન જન્ય છે ( અખંડ સુખ મેળવવાનું ) ને ગ્રંથ જનક છે. માટે જ્ઞાન તથા ગ્રંથનો **જન્ય જનક ભાવ** સમ્બન્ધ છે. બુદ્ધિમાનોએ અન્ય સમ્બન્ધો સમજી લેવા અથવા શ્રી સદ્‌ગુરૂ દ્વારા જાણી લેવા.

દુખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ તેટલા સારૂજ સમગ્ર સંસારની પ્રવૃત્તિ છે. સર્વ પ્રાણી, નાશ ન પામે એવું સુખ મેળવવાને ઇચ્છે છે. તે સુખનું સ્વરૂપ અને તેને પ્રાપ્ત કરવાનો રસ્તો સર્વ કોઇ ને સમજાય. ને તે દ્વારા અખંડ સુખ અધિકારીઓ મેળવી શકે એજ આ ગ્રંથનું **પ્રયોજન** છે. ॐ

## पीठिका.

**अथ खलु क्रतुमयः पुरुषो यथा क्रतुरस्मिँल्लोके ।**
**पुरुषो भवति तथेतः प्रेत्य भवति सक्रतुं कुर्वीत ॥**

આ મંત્ર ઉપર ભાષ્ય કરતાં ભગવાન્ શંકરાચાર્ય લખે છે કે—**क्रतुर्निश्चयोऽध्यवसाय ॥ क्रतुः** એટલે નિશ્ચય—ભાવના—અર્થાત્ પુરૂષ નક્કી ભાવનારૂપ છે. આ લોકમાં પુરૂષ જેવી ભાવનાવાળો હોય છે તેવો મૃત્યુ પછી થાય છે. માટે તેણે ભાવના કરવી—નિશ્ચય કરવો. ગીતાજીમાં પણ શ્રીભગવાન્ કહે છે કે—**यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ॥** આ શ્લોકમાં પણ એજ કથન છે. ટુંકામાં ભાવના કરવી. જો કોઇ સુજ્ઞ વિચારદષ્ટિથી જોશે, તો તેને પણ સમજાશે કે સંસારની સર્વ વ્યક્તિઓ પોતપોતાની ભાવના પ્રમાણેજ ક્રિયા કરી રહેલ છે. સર્વ પ્રકારની ભાવનાઓમાં બ્રહ્મભાવના—આત્મભાવના ઉચ્ચતમ છે. સમજો કે ભાવનાની પરાકાષ્ટા છે. એ ભાવનાપર રૂઢ થવું એનુંજ નામ મોક્ષ છે. સર્વ જીવને આ ભાવનાએજ પહોંચવાનું છે. પણ માનવ જીવનમાં જગત્ના અનેક સંસ્કારો આ ભાવનામાં અંતરાયભૂત છે. તેને દૂર કર્યા સિવાય કદિ પણ આ ભાવના હૃદયમાં સ્થિર રહી શકતી નથી. માટે જે અંતરાય છે તેને જરૂર દૂર કરવો જોઇએ ભાવનાનો અર્થ કેટલાએક મનુષ્યો ભળતોજ કરે છે એવું કહેનારા મળ્યા છે જ કે "અમે દશ વર્ષ સુધી 'રાજા છીએ' એવી ભાવના કરીએ તો રાજા થઇ જઇશું કે?" આવા મોટી અક્કલવાળા પુરૂષો પાસે મૌનજ સેવવામાં આનંદ રહે છે. કારણ ભાવના—નિશ્ચય—એનું સ્વરૂપ પણ તે સમજતા હોતા નથી. પ્રકારજ એવો છે કે પુરૂષ સહજે તેનું પોષણ થાય એવાજ પ્રકારની ક્રિયાઓ કરે છે. ત્યારે છેવટ પરિપાક થતા તે પોતાની ભાવના પ્રમાણે ફલ મેળવે છે. નિશ્ચય અધ્યવસાય—જો પાકો હોય છે. તો તે પ્રમાણે ક્રિયા થાય છે. દાખલા તરીકે એક પુરૂષને વડોદરા જવું છે. તે આણંદના સ્ટેશન ઉપર ઊભો છે. ત્યાં વડોદરા તરફ મંદ ચાલનારી લોકલ ગાડી ઊભી છે. ને બીજી તરફ અમદાવાદ જનારી ઉતાવળે ચાલનારી ફાસ્ટ ઊભી છે. તો પેલો પુરૂષ લોકલમાંજ બેસશે. એ ગાડીઓની ગતિ તરફ નજર કરશે નહિ. પણ પોતાના નિશ્ચય—ભાવ—તરફ જોશે. એક રીતે વિચાર કરતાં

ઉપર ઉપરથી એમ લાગે છે કે, કર્મ અને ઉપાસનાની કડાકૂટ કરતાં આત્મભાવના સહેલી છે. કારણ આત્મા અકર્ત્તા છે. તેથી કાંઇ કરવા પણ નથી. પંરતુ જો વિચાર કરે તો સમજાય કે આત્મભાવના પર આરૂઢ થવું એટલે લોઢાના ચણા ચાવવા. જેમ પલટનમાં રહી કવાયત શિખ્યા વિના કમાન્ડર થવાતુંજ નથી. તેમ કર્મ ઉપાસના કર્યા સિવાય આત્મભાવના પર રહીજ શકાતું નથી. માટે જે પુરૂષો સંસારાસકત છે. તેમણે આ કૌવલ્યકુંચી પોતાના અંતઃકરણ રૂપ તાળાંને લગાવતાં પહેલાં મનમાં રહેલ રાગ દ્વેષ–કાટ કાઢી નાખવાની જરૂર છે. કારણ કાટને લઈ અંતઃકરણ ખુલ્લું થવાને બદલે, અશ્રદ્ધાના આંચકાથી આ ઉત્તમ ભાવના રૂપ કુંચી સંશય સ્વરૂપે ભાગી જશે. માટે તેવો ખોટો યત્ન ન કરતાં પ્રથમ કર્મ અને ઉપાસના દ્વારા વૈરાગ્ય રૂપ અગ્નિથી અંતઃકરણ તપાવી, તેમાં ઇશ્વિર ભક્તિ રૂપ તેલ લગાવી, ત્યાર બાદ આ કુંચી લાગુ કરવી. એ રીતે સહેજ અંતરનાં કપાટ ઉઘડશે. આ બાબત ઉપર ધ્યાન રાખીનેજ પ્રથમ અધિકારીનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાં આવેલ છે. માત્ર જેને અક્ષરો વાચતાં આવડે તેવા પુરૂપ અધિકારી નથી. પણ પ્રથમ કહેલાં લક્ષણો જેમણે અપનાવ્યાં છે તેજ અધિકારી છે.

વિવેકાદિ સાધનોનો દ્દઢ અભ્યાસ કરી તીવ્રેચ્છાને જાગ્રત કરનાર કોઇ અધિકારી પુરૂષ, આ સંસારરૂપ સંકટમય જંગલમાં અનેક સ્થળે અથડાઈ, કડવા અનુભવો કરી, પરમ ઉપરામતા પર આરૂઢ થઇ જાતે વિચાર કરે છે કે–કોઈ અનુભવીએ સત્ય કહ્યું છે કે—

केनाप्यनर्थरुचिना कपटं प्रयुक्त-
मेतत्सुहृत्तनयबन्धुमयं विचित्रम् ।
कस्यात्र कः परिजनः स्वजनो जनो वा
स्वप्नेन्द्रजालसदृशः खलु जीवलोकः ॥

**ભાવાર્થ**—કયા અનર્થકારક રૂચિવાળા પુરૂષે આ સુહૃત્-હિતેચ્છુ આ પુત્ર, આ ભાઇ, એવા પ્રકારનું વિચિત્ર કપટ યોજયું ? અર્થાત્ સ્વાર્થમય સંસારમાં આવી સાંકલ જોડી ? આ લોકમાં કોણ કોનો પરિજન-કુટુંબી, કોણ કોનો સ્વજન, કોણ કોનો મનુષ્ય ? આ જગત તો નક્કી ઇન્દ્રજાલ અથવા સ્વપ્નમાં મળેલાં સમ્બન્ધીઓ જેવું છે અર્થાત્ દેખાવ માત્ર છે. બાકી કાંઇ નથી.

અરેરે ! સંસાર જ્યારે નિઃસાર છે. ત્યારે સારરૂપ સત્ય વસ્તુ શી હશે ? કયાં હશે ? એને સમજાવનાર દયાસિંધુનાં દર્શન ક્યારે થશે ? આ શરીર તો ક્ષણભંગુર છે. પાણીના પરપોટાને પણ ફૂટતાં વિલંબ લાગે છે. આ શરીરનો નાશ થતાં તો તેટલોએ સમય લાગતો નથી. બહાર કાઢેલો શ્વાસ પુનઃ અંદર પ્રવેશ કરશે તેનું કંઇએ પ્રમાણ આપણી પાસે નથી. છતાં માયાની ગાંઠડી તો છોડાતીજ નથી. ઓ પ્રભુ દયા કર ! દયા કર ! ! જન્મ જન્માન્તરના પુણ્ય પુંજથી પ્રાપ્ત થએલ મોક્ષના દરવાજારૂપ મનુષ્યદેહ જો વૃથા જશે તો ફરીને લક્ષચોરાશીમાં અથડાવું પડશે. આટલું બોલતાં તો જિજ્ઞાસુનાં નેત્રમાંથી અશ્રુ-આંસુની ધાર પડવા લાગી. જાણે તેનાં હૃદયનાં સર્વ પાપ ગળીને આંખો દ્વારા બહાર નીકળી જતાં હોય નહિ ? આવી સ્થિતિમાં અમુક વખત સ્થિર રહ્યા પછી પુનઃ તેના મુખમાંથી ઉદ્ગાર-શબ્દ નીકળ્યા કે—

**परिच्छेदातीतः सकलवचनानामविषयः**

**पुनर्जन्मन्यस्मिन्ननुभवपथं यो न गतवान् ।**

**विवेकप्रध्वंसादुपचितमहामोहगहनो**

**विकारः कोप्यन्तः [illegible]ति च तापं च कुरुते ॥**

**ભાવાર્થ**—જે પુરૂષ આજ જન્મમાં; દેશ, કાલ અને વસ્તુ એ ત્રિવિધ પરિચ્છેદથી રહિત, અને સર્વ વચનોનો અવિષય અર્થાત

વાણી જેને વર્ણવી શકતી નથી, તેનો અનુભવ, વિવેક નાશ થવાથી કરી શકતો નથી. તેના અંતઃકરણમાં કોઇ ગહન મોહકારક મહા-વિકાર સ્થિર થઈ તેને જડ બનાવે છે અને તાપ-દુઃખ આપે છે. ખરે! મારૂં અંતકરણ પણ એવાજ તાપથી તપાયમાન થયું છે. તપી રહ્યું છે. તેને શાન્તી કરનાર કયાં હશે! કયારે મળશે! એ પરમાત્મા દયા કર! પતિત પાવન! પાપીને પવિત્ર કરવામાંજ તારા નામની સાર્થકતા છે! એ અધમોદ્ધારણ! અધમનો હાથ પકડીને સરલ રસ્તે ચઢાવ! પ્રભુ મારૂં રક્ષણ કરો-રક્ષણ કરો દીનબંધો! દીનની દશામાં પરિવર્તન-ફેરફાર-કરવામાં આપને જરાએ પ્રયત્ન પડવાનો નથી. એક કૃપા કટાક્ષજ પૂર્ણ છે. જિજ્ઞાસુ હાથ જોડી સ્થિર થઇ ગયો.

યથાર્થ જો કેળવવામાં આવે તો મનના બળનું માપ નીકળી શકે તેમ નથી. કેમકે સંપૂર્ણ જ્ઞાન સ્વરૂપ આત્માને જીવભાવમાં લાવી મૂકનાર મન છે. પુનઃ તેમાંથી મુક્ત કરનાર પણ તેજ છે. એ વાત અનુભવીનીજ સમજમાં આવે એવી છે.

તીવ્ર જિજ્ઞાસાની દ્દઢતા થતાંજ યદ્દશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદ્દશી। જ્યાં જેવી ભાવના હોય છે ત્યાં તેવીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ ન્યાયે ઉત્તર દિશામાંથી એકાએક આનંદકારક ધ્વનિ સંભળાયો કે—

गर्भावासजनिमरणाशनजराव्याध्यादिषु प्राणिनां

यद्दुःखं परिदृश्यते च नरके तच्चिन्तयित्वा मुहुः।

तेषामेव विलोक्य सर्वविषयेष्वाशां विमुच्यामित-

श्चित्तग्रंथि विमोचनाय सुमतिः सत्त्वं समालंबताम् ॥

**ભાવાર્થ**—માતાના ઉદરમાં-ગર્ભમાં નિવાસ કરવા રહેવું, જન્મતી વખત પ્રસુતિ વાયુના વેગથી સાંકડી નાળમાંથી નીકળવું, અનેક આશા પાશમાં અંતરાયેલા જીવને તે સર્વને તોડીને મરવું,

વૃદ્ધા, ઘડપણ અવસ્થામાં અનેક દુઃખોને અનુભવવું, અનેક પ્રકારના વ્યાધિના પંજામાં ફસાવું, વિગેરે મનુષ્યોને જે જે દુઃખો પડતાં દેખાય છે. અને નરકમાં યમદૂતો બહુ બહું દુઃખો આપે છે. તે સર્વને વારંવાર યાદ કરીને. તથા વિષયો ( શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ ) માં રહેલા દોષોને સમજીને સર્વ તરફની આશાને છોડી દેવી અને ચિજ્જડગ્રંથીને છોડી નાખવા માટે હે સુબુદ્ધિમાન્ સત્ત્વગુણનો આશ્રય કર—સત્ત્વ ભાવને સારી રીતે ધારણ કર, અમૃત કરતાં પણ અધિક આનંદદાતા શબ્દો સાંભળતાંજ અધિકારીનાં નેત્ર ખુલ્લી ગયાં તે વખતે પરમશાન્ત, સૌમ્ય મૂર્તિ તેની સામેજ વરદહસ્ત શિરપર રાખી ઉભા રહેલી દેખાણી. એક ક્ષણ તો તે મુગ્ધજ બની ગયો મહાત્મા પુરૂષની વિલક્ષણ છાયાનો તેના ઉપર કોઈ અપૂર્વજ પ્રભાવ પડયો. તેની સ્થૂલદૃષ્ટિ ઊડી ગઇ. અને પરમાત્મરૂપજ સામે હોય, એવા ભાવનો ઊભરો આવતાં તે બ્રહ્મવિત્ મહાત્માને વિશ્વરૂપ ગણી સ્તુતિકરવા લાગ્યો કે—

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ॥**

**ભાવાર્થ**—હે પરમાત્મન્! આદિદેવ-પુરૂષરૂપ તમે જ છો, ને સર્વના આદિ તથા જૂનામાં જૂના છો. તમેજ આ વિશ્વનું પરમકારણ છો. અર્થાત્ તમારા આધારેજ આ વિશ્વ અનન્તરૂપે ભાસે છે. તમેજ સર્વને જાણનારા છો. જાણવા યોગ્ય પણ તમેજ છો. તમેજ સર્વને ઠરવાનું ઠેકાણું છો. તમારા વડેજ અનંતરૂપ વિશ્વવ્યાપક છે. ટુંકામાં તમે એકજ છો.

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥**

**ભાવાર્થ**—હે નાથ ! વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચન્દ્રમા, પ્રજાપતિ—બ્રહ્મા, બાપ અને બાપના બાપ અને તેના બાપ પણ તમેજ

છો. માટે આપને નમસ્કાર કરૂં છું, ફરીને પણ તમને નમું છું. તમને હજારોવાર નમું છું. વારંવાર તમને નમું છું.

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥**

**ભાવાર્થ**—હું તમને આગળથી નમું છું, તમને પાછળથી નમું છું, હે સર્વ ! તમને સર્વ દિશાઓમાંથી નમસ્કાર છે. હે નાથ ! તમારૂં બળ અનન્ત છે. તમારૂં પરાક્રમ હદ વિનાનું છે. તમે સર્વમાં રહેલા છો. માટે સર્વ છો.

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्याधिकः कुतोऽन्यो लोकत्रयेप्यप्रतिमप्रभावः ॥**

**ભાવાર્થ**—હે પ્રભુ ! તમે આ સ્થાવર અને જંગમ લોકના પિતા છો. અને તમે આ સર્વના સદ્‌ગુરૂ હોઈ પૂજ્ય છો. જ્યારે આપની સમાન બીજો કોઇ નથી તો પછી આપનાથી અધિક તો બીજો ક્યાંથીજ હોય ? ત્રણે લોકમાં આપનો પ્રભાવ-સત્તા અપ્રતિમ છે-આપની સત્તાને અન્યની સાથે સરખાવી શકાય તેમ નથીજ.

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥**

**ભાવાર્થ**—તેથી હે પ્રભુ ! શરીર નમાવીને આપને દંડવત્ નમસ્કાર કરૂં છું. સ્તુતિ કરવા યોગ્ય હે ઇશ્વર ! હું તમને પ્રસન્ન કરૂં છું. માટે જેમ પિતા પોતાના પુત્રના સર્વ અપરાધો માફ કરે છે, મિત્ર જેમ પોતાના મિત્રના અપરાધોને પ્રેમ દૃષ્ટિથી ભૂલી જાય છે. અને પતિ જેમ પોતાની પ્રિય પ્રિયાના વાંકને ખમી ખાય છે. તેમ આપ પણ મારા સર્વ અપરાધો ભૂલી જઇને, ખમી ખાઇને, માફ કરો. કારણ કે આપ દયાનિધિ છો.

એ રીતે સ્તુતિ કરતો અધિકારી શિષ્ય શ્રીસદ્દગુરૂનાં તમહરણ ચરણકમળમાં પડી અક્ષિના અશ્રુપ્રવાહથી તેમના ચરણને પૂજ્ય ભાવથી પખાળવા લાગ્યો. તથા પ્રાર્થના કરવા લાગ્યો કે—

ब्रह्मानंदरसानुभूतिकलितैः पूतैः सुशीतैर्युतै-
र्युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिसुखैर्वाक्यामृतैः सेचय ।
संतप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो
धन्यास्ते भवदीक्षणक्षणगतेः पात्रीकृताः स्वीकृताः ॥

**ભાવાર્થ**—હે પ્રભો ! આ સંસારમાં આધ્યાત્મિકાદિ ત્રણ તાપ રૂપ અગ્નિની જ્વાલાઓથી તપાયમાન થયો એવો જે હું તેને, સર્વ રસો કરતાં જે ઉત્કૃષ્ટ-શ્રેષ્ટ-બ્રહ્માનંદરૂપ રસ તેના અનુભવથી યુક્ત તથા પવિત્ર, અત્યન્તશીતલ, યુક્ત-યોગ્ય, અને આપની વાણી રૂપ કલશમાંથી નીકળેલ, સાંભળતાં સુખ થાય એવાં આપના મહા-વાક્ય રૂપ અમૃતથી સિંચન કરો. એક ક્ષણભર પણ જે અધિકારી આપની દષ્ટિના પાત્ર થયા તેમને ધન્ય છે. જેની જિજ્ઞાસા ઉત્કટ છે એવા યોગ્ય શિષ્યને જોઇને શ્રીગુરૂજી કહેવા લાગ્યા કે—

मा भैष्ट विद्वंस्तव नास्त्यपायः
संसार सिंधोस्तरणेऽस्त्युपायः ।
येनैव याता यतयोऽस्य पारं
तमेव मार्गं तव निर्दिशामि ॥

**ભાવાર્થ**—તત્ત્વઉપદેશ સમજવામાં હે કુશલ શિષ્ય ! તારે કોઇ પ્રકારનો ભય રાખવો નહિ. કારણકે તારો નાશ કદાપિ થવાનો નથી. જોકે ખાસ ઇચ્છિવાયોગ્ય મોક્ષનું સાધન અપરોક્ષ-પ્રત્યક્ષ જ્ઞાન અત્યન્ત દુઃસાધ્ય છે. તોપણ સંસારસમુદ્ર તરવા માટે ઉપાયરૂપ તેજ-તત્ત્વજ્ઞાન છે. યતિઓ જે માર્ગવડે આ સંસાર સમુદ્રના પારને

પામ્યા છે. અર્થાત્ પ્રપંચના બાધસમાનાધિકરણ્યથીપરબ્રહ્મસ્વરૂપને પામ્યા છે. તેજ માર્ગ તેજ ઉપાય હું તને દેખાડીશ. હે ભાઇ વેદાન્ત વિચાર કરવાથી ઉત્તમજ્ઞાન પ્રાપ્ત થાય છે. તેથી સંસારના આત્યંતિક દુઃખનો નાશ થાય છે. તે સ્વરૂપના જ્ઞાનમાત્રથીજ, જેમ કોઇ પર્વતની ગુહામાં અનંતયુગથી અંધકાર વ્યાપી રહ્યો હોય, પણ દીપક લઇને પ્રવેશ કરતાં, તે સહજમાં દૂર થઇ જાય છે. તેમ તારૂં અનંત કાળનું અજ્ઞાન પણ એકજ ક્ષણમાં નાશ પામી જશે. તે જ્ઞાન પણ તારા અંતઃકરણમાંજ રહેલ છે. માત્ર તેનું ભાન પ્રાપ્ત કરવું એજ તારો પુરૂષાર્થ છે. તે પુરૂષાર્થ જલદી સફળ થાય એટલા માટે હું તને **કૈવલ્યકુંચી**–મોક્ષ મેળવવાની યુક્તિ–આપું છું. તેનાથી તારા અંતઃકરણના કપાટ ઉઘાડી નાખ, એટલે જે સુખને તું શોધે છે છતાં મળતું નથી, અને અનેક પ્રકારના દુઃખો તારાપર આવી પડે છે, તે સર્વ દૂર થતાં યથાર્થ રહસ્ય તારા સમજવામાં આવશે, અને પરમઆનંદ પ્રાપ્ત થશે.

સંસારના સમગ્ર સંતાપને શમન કરનારાં–નાશ કરનારાં અને પરમશાન્તિરૂપ શ્રીસદ્ગુરૂનાં અમૃતમય વચનો સાંભળતાજ, અધિકારીના અંતઃકરણમાં એવું ભાન થવા લાગ્યું કે, જાણે હૃદયમાં પડેલા ઉંડા જખમ ઉપર કોઈ ઠંડા મલમનો પાટો કેમ બાંધતું હોય. એમાંજ ક્ષણવાર શાન્તિનો અનુભવ કરતો શિષ્ય કહેવા લાગ્યો કે **હે ભવરોગ ભાગનાર વિચક્ષણ વૈદ્યરાજ !** આપે કુંચી બતાવી કે તત્ત્વજ્ઞાન મારા અંતઃકરણમાં જ છે. આપના વચનપર મને અચલ શ્રદ્ધા છે. પણ તે બાબતમાં આપ મને સર્વસ્પષ્ટ સમજાય એવીરીતે કહેવાની કૃપા કરો.

**શ્રીસદ્ગુરૂ** કહે છે હે સૌમ્ય ! એક ચિત્તથી શ્રવણ કર. તત્ત્વજ્ઞાનરૂપ કુંચી તારે તારા અંતઃકરણમાં નિર્ભયતાથી લગાવવી. તેના યોગે મનરૂપ તાળું ઉઘડી જશે અને તેમ થતાંજ પ્રથમ તને **મલહર** નામે અજબબુદ્ધિ-**જડીબુટ્ટિ** મળશે તેનો જેમ ઉપયોગ

કરીશ તેમ એ કરામતી બુદ્ધિ તારા અંતઃકરણમાં જે સ્થળપર એક રત્ન છે ત્યાં જ ખોદવા લાગશે. અને જો તે બુદ્ધિનો ત્યાગ નહિ કરે તો એ રત્ન તને પ્રાપ્ત થશે. તેનો મહિમા તો જ્યારે તે તને પ્રાપ્ત થશે ત્યારે જાતિ અનુભવથી જ સમજાશે માટે હાલ તે બાબતમાં કાંઇ કહેતો નથી. પ્રથમ પ્રાપ્ત થનારી બુદ્ધિ છે ચમત્કારીક છતાં તેમાં એ વિલક્ષણતા છે, કે જો તું એક ક્ષણ એને ભૂલી જઇશ તો તે તુર્ત અદૃશ્ય થઇ જશે અને પુનઃ તેને હાથ કરતાં વિલંબ થશે માટે કાળજી રાખજે.

કદાચ તારા મનમાં એવી શંકા થશે કે મનમંદિર તો બંધ હતું. તેમાં માટી ક્યાંથી ભરાઇ ગઇ ? તેનું એમ સમાધાન માની લે કે માટી તો પવનના યોગે ઉડીને ભરાણી: પણ તે જામી શી રીતે ગઇ ! તેનો ખુલાસો એજ છે કે-**માયામંદિરમાં** રમવાની તારી ઇચ્છા થતાં જ તેં મનમંદિર બંધ કર્યું. અને કુંચી પાસે રાખી તેને સ્વસ્વરૂપાનુસંધાન (સ્વરૂપચિંતન) રૂપ દોરામાં ઘાલી, કંઠે લટકાવી. પરંતુ રમવાના તાનમાં તે દોરો તૂટી ગયો. તે સાથે માયામંદિરનો મોહ લાગતાં નિજમંદિરને ભૂલી ગયો. તો પછી તુને કુંચી તો યાદ આવે જ શાની ? તે કુંચી મને મળી. તારી છે એમ જાણીને મેં તને બોલાવ્યો. પણ તારા તાનમાં તેં સાંભળ્યું નહિ. એટલે માગશે ત્યારે આપીશું, એમ વિચારી તે મારી પાસેજ રાખી. તે તારી જ કુંચી તને આજ પાછી આપું છું. હવે તારા મંદિરની ખરાબીની વાત શ્રવણ કર-સાંભળ. તારા મનમંદિરની પાસે જ રહેનારા **કામાદિકને** તેં ભલામણ કરી હતી, કે આ મંદિરનું ધ્યાન રાખજો. પરંતુ તે શોખી હોવાથી તેમણે કેટલાએક **વૃત્તિરૂપ વાંદરો** પાળ્યા હતા. તે તારા મંદિરના છાપરા ઉપર (અંતઃકરણમાં) કૂદતા હતા. તેથી છાપરામાં કાણાં પડયાં. એટલે એક રીતે તારૂં મંદિર બંધ છતાં બીજા પ્રકારે વાંદરાઓને રહેવાનું સ્થાન બન્યું. બીજી તરફ નજીકમાં **આશાબાઇ** અને **આળસબાઇ** નામની બે વેશ્યાઓ રહેતી હતી.

તેણે વિચાર કર્યો કે આપણે કચરો નાખવા દૂર શા માટે જઈએ ? આ બિચારા વાંદરાઓએ આપણને સરસ સગવડ કરી આપી છે. માટે કચરો વિગેરે એંઠવાડ નાખોને આ ઘરમાં જ. એમ ધારી વેશ્યાઓ સર્વ કચરો ત્યાં જ નાખવા લાગી તેમાંથી વાંદરાઓને ખાવાનું મળતું, એટલે તેઓ પણ સ્થાન છોડીને જતા નહિ. એ રીતે તારા ઘરમાં હમેશ કચરાની વૃદ્ધિ થવા લાગી. એજ સમયમાં તારી સાથે રહેનાર **મોહદાસે** જાણ્યું કે આ ઘરમાં કોઇ નથી માટે આપણા ખાળનું પાણી જવા દયો આ ગૃહમાં જ. વેશ્યાઓએ નાખેલ કચરો અને મોહદાસનું પાણી એ બેઉ મળી તારા ઘરમાં જામી ગએલ છે. તે **મલહરબુદ્ધિ** વિના અન્ય કશાથી ખોદાય તેમ નથી. માટે આ બુદ્ધિની મદદથી જ્યારે તું કચરો ખોદી કાઢીશ ત્યારે તને એક **રત્ન** પ્રાપ્ત થશે. તેના પ્રકાશથી તારા મનમંદિરની કેવી અવ્યવસ્થા થઇ છે, એ બરાબર તારા જાણવામાં આવશે. પણ તે વખત શોક થવાને બદલે તને આનંદ થશે. એમ થવામાં કારણ એ છે કે, તું જ્યારે માયામંદિરમાં રમવા ગયો. ત્યારે તારાં એક **પરમપ્રેમી મિત્રને** આ મનમંદિરમાં પૂરીને ગયો હતો. તે ત્યારે તુને મળશે. એટલું જ નહિ પણ તારૂં મંદિર ખરાબ કરનાર તારા પાડોશીઓ અરે શત્રુઓ, તેને કેમ કરી મંદિરની ખરાબી કરતા અટકાવવા. અને વાંદરો પેશા પડયા છે.—હળી ગયા છે. તેને કેવીરીતે ત્યાં આવતા ભુલાવવા, એ સર્વની સુચનાઓ તે તને આપશે. આવા સદ્‌ગુણી અને બુદ્ધિમાન્ મિત્રની મદદથી તું તારા મંદિરનો માલિક બનીશ. મંદિરનો કબજો મળતાંજ તારા શત્રુઓ નાશી જશે. પછી તેજ મિત્ર તને અખંડ આનંદમાં સ્થિર કરશે અસ્તુૐ.

**મલહરબુદ્ધિ, રત્ન, શાસ્ત્ર, ને પરમપ્રેમી મિત્ર** આ સર્વનું મૂળ મલહરબુદ્ધિ છે. તે તને તારા કર્ણદ્વારા આપું છું. તે લઇ એકાન્તમાં બેસી તારા મનમંદિરમાં યોજજે. તે બરાબર લાગુ થતાં. અન્ય સર્વ સહજે પ્રાપ્ત થશે. એમ કહી શ્રીસદ્‌ગુરૂએ **તારકમંત્ર**

તેના કાનમાં મૂક્યો અને સમજણુ આપી, કે કૈવલ્ય કુંચીને પ્રાપ્ત કરાવનાર-યોગ્ય બનાવનાર આ કુંચી **પ્રથમ છે.** આ કુંચી તારા મનરૂપ તાળામાં ત્યારે લાગી ગણાય કે " **આ મંત્રનો જપ કરતાં કરતાં તું સમગ્ર સંસાર અને છેવટ તને પોતાને પણ ભૂલી તદ્રૂપ થઇજા ત્યારે.** " આવો અનુભવ ન થાય ત્યાંસુધી જેમ નિશાળમાં જનારો વિદ્યાર્થી મહેતાજીની આજ્ઞામાં રહીને એકડો ઘુંટયા જ કરે છે. તેમ વૃત્તિઓ એકાગ્ર બની જાય ત્યાંસુધી, ઘુંટયા જ કરજે. કદાચ આમ થતાં વખત લાગશે પણ તેથી તું કંટાળીને આ ચાવીને ફેંકી દઇશમાં. ખંતથી મચ્યો રહેજે, તો નક્કી જાણજે કે તે તારા હૃદયમાં બેસી રહેશે. અને બેસતાં દ્વાર અવશ્ય ઊઘડશે પછી બીજી વસ્તુઓ મળતાં વખત લાગવાનો નથી. અત્રે જ ધૈર્યની જરૂર છે તે જો રાખતાં આવડયું તો આનંદ આનંદ !!!

મલહરબુદ્ધિ આદિ સર્વની સૂચના કરતાં શ્રીસદ્દગુરૂ કહે છે કે—

**किं तीर्थं हरिपादपद्मभजनं किं रत्नमच्छा मतिः**
**किं शास्त्रं श्रवणेन यस्य गलति द्वैतान्धकारोदयः ।**
**किं मित्रं सततोपकाररसिकं तत्त्वावबोधः सखे**
**कः शत्रुर्वद खेददानकुशलो दुर्वासना संचयः ॥**

**ભાવાર્થ**—તીર્થ કયું ? શ્રીસદ્દગુરૂદ્વારા પ્રાપ્ત થએલ (મંત્રનું) શ્રીહરિના ચરણકમળનું ભજન તેજ **તીર્થ (મલહર બુદ્ધિ)** છે. રત્ન કયું ? વિવેકારૂઢ થએલ **નિર્મલબુદ્ધિ** એજ **રત્ન** છે શાસ્ત્ર કયું ? જેના શ્રવણથી દ્વૈત અંધકાર ગલી જાય--દ્વૈતભાવ જતો રહે તે. **અર્થાત્** અદ્વૈતસિદ્ધાન્ત પ્રતિપાદન કરનાર **વેદાન્તશાસ્ત્ર** છે. મિત્ર કોણ ? હે સખે ! નિત્ય ઉપકાર કરવામાં રસિક એવો **તત્ત્વબોધ--આત્મજ્ઞાન** એજ ખરો **મિત્ર** છે. શત્રુ કોણ ? દુઃખ દેવામાં કુશલ એવો **દુર્વાસનાનો સમુદાય** એજ **શત્રુ** છે.

**उपदेशः**

**आयुर्वित्तं गृहच्छिद्रं, मंत्रमौषधमैथुने ।**
**दानं मानापमानौ च, नव गोप्यानि यत्नतः ॥**

**ભાવાર્થ**—પ્રાજ્ઞપુરૂષો કહે છે કે **આયુષ્ય, ધન, ઘરના વરઝોળા, મંત્ર, ઔષધ, મૈથુન, દાન, માન, અને અપમાન** આ નવને સંભાળથી ગુપ્ત રાખવાં જોઇએ. માટે હે તાત ! તને જે **તારકમંત્ર**—મલહરબુદ્ધિ આપવામાં આવેલ છે તે હંમેશાં ગુપ્ત રાખજે. અત્ર કદાચ કોઇ એવી શંકા કરે કે જે વસ્તુ સત્ય છે. તેને ગુપ્ત શા માટે રાખવી જોઇએ ? ખરૂં જોતાં શ્રદ્ધાળુ પુરૂષના અંતઃકરણ-ણમાં આવો વિકલ્પ ઉઠેજ નહિ, પણ હાલ જમાનો બુદ્ધિવાદનો છે. અને બુદ્ધિમાં તર્કનું પ્રાધાન્ય રહે છે. તેથી તેવા તર્ક કરનારાઓના સમાધાન માટે ખુલાસો કરવામાં આવે છે કે જેમ બીજમાં વૃક્ષ—ઝાડરૂપે થઇ અનંત ફળ આપવાની શક્તિ રહેલી છે, પણ બીજ જ્યાં સુધી ઉઘાડું હોય, ત્યાંસુધી એ શક્તિ અનુભવમાં આવતી નથી. પણ જો પૃથ્વીમાં ગુપ્ત રાખીએ તો થોડી મુદતમાંજ વૃક્ષસ્વરૂપે દર્શન આપે છે. પણ જમીનમાં વાવ્યા પછી જે જે માણસો આવે તેને વારંવાર કાઢી કાઢીને બતાવ્યા કરીએ, તો બીજમાં રહેલી શક્તિનો વિકાશ થતો નથી, અને વૃક્ષ બનાવનારો અંકુર કાઢતું નથી. માટે બીજ વાવ્યા પછી જેમ બહાર કઢાતું નથી ને કાઢવામાં આવે તો ફલીભૂત થતું નથી. તેમ મંત્ર પણ બીજની પેઠે મોક્ષ—અનન્ત સુખ રૂપ ફળને આપનાર છે. પણ મનમાં ધાર્યો પછી જો તેને બહાર કાઢવામાં આવે તો તે શક્તિ રહિત થઇ જાય છે. એટલે ફળનો અનુભવ થતો નથી. આમ થવામાં તાત્પર્ય એ છે કે, શિષ્ય જ્યારે ગુરૂપાસે મંત્ર લેવા જાય છે. ત્યારે તેની ભાવના શ્રીગુરૂમાં મનુષ્ય બુદ્ધિ યુક્ત હોતી નથી પણ **गुरुदेव परब्रह्म** શ્રીગુરૂ પરમાત્માસ્વરૂપ છે એવી ઉચ્ચ હોય છે. તેમજ ગુરૂ પણ બ્રહ્મનિષ્ઠ હોવાથી દીક્ષા લેવા

આવનાર શિષ્યને તો શું પણ આખા વિશ્વને બ્રહ્મરૂપે જુએ છે. એટલે ઉભયની ભાવના બ્રહ્મમય હોવાથી, તે વખત અપાએલો મંત્ર પણ બ્રહ્મશક્તિ રૂપ હોય છે. એટલે તેમાંથી મોક્ષરૂપજ ફળ પ્રકટે છે. પણ દીક્ષિત શિષ્ય આવી મહાન્ ઉચ્ચ ભૂમિકા પરથી મળેલ મંત્રને, બીજા સામાન્ય મનુષ્યોના સંગમાં આવી, જીવભાવનાના પ્રદેશમાં પ્રકટ કરે છે, તો તે શક્તિના વિકાસમાં ન્યૂનતા આવે છે, ને મંત્ર સિદ્ધિ થતી નથી. માટે **તારકમંત્ર**[1] બીજાને ન કહેતાં ગુપ્ત રાખવાનું કહેવામાં આવે છે.

કેટલાએક મનુષ્યો એવો વિચાર કરે છે કે. આપણને મનને સ્થિર રાખી જપ કરતાં આવડતા નથી. માટે કોઇ માણસ આપણને એકાગ્ર કરવાની કળા બતાવનાર મળશે, ત્યાર પછી આપણે જપનો આરંભ કરીશું. પછી જ્યારે કોઇ તેવા પુરૂષ તેમને મળે, ત્યારે મનને સ્થિર કરવાની વાતો પૂછે છે. કવચિત્ પેલા પુરૂષ બતાવે છે ખરા, ને નવું જાણી આરંભ પણ કરે છે. માસ કે બે માસ કરી કંટાળી વાત બાજુપર મૂકે છે. અને વળી કોઈ સરલ માર્ગ માટે ફાંફાં મારે છે. આ રીતને અનુસરનારા પુરૂષ પ્રમાદનાજ ઉપાસક હોય છે. તેઓ વિચારમાં ને વિચારમાં પોતાનું અમૂલ્ય જીવન પાણીના મૂલ્યે ખોઇ નાખે છે. કોઈ પુરૂષ એવો વિચાર કરે છે કે તરતાં આવડશે ત્યારે પાણીમાં પડીશું. પાણીમાં પડયા સિવાય તરતાં આવડે તેમ છેજ નહિ. એટલે તે પુરૂષ પાણીથી દુર રહે છે. જે પુરૂષ ધીમે ધીમે પાણીમાં પડી તરવાનો અભ્યાસ કરે છે, તેની શક્તિ ખીલતાં તેને સારી રીતે તરતાં આવડે છે. તેજ રીતે નિયમ પૂર્વક જે મનુષ્ય પોતાના મનને એકાગ્ર કરવાને ધીમે ધીમે યત્ન કરે છે, તો પરિણામે તેનું મન એકાગ્ર થાય છે. બાકી વિચારનાં વહાણો

---

૧. તારક મંત્ર, શ્રીસદ્ગુરૂ શિષ્યની સ્થિતીની પરીક્ષા કરીનેજ આપે. શાસ્ત્રમાં વિધિ પણ એજ છે. માટે આ પુસ્તકમાં તારકમંત્ર લખવામાં આવ્યો નથી.

ચલવનાર તો પોતાના સ્થાન પરથી એક તસુએ ખસતા નથી. **શ્રીસદ્‌ગુરૂ** પોતાના શિષ્યને કહે છે કે જેમ **તરવું એ આપકળા** છે. બીજા કહે ખરા પણ શીખવી શકે નહિ. તેમ મનને સ્થિર કરવાનું કામ પણ પોતાની જાતનું છે. બીજા કહે પણ બતાવી શકે નહિ. માટે જો તું તારૂં હિત ઇચ્છતો હો તો, મનને એકાગ્ર કરવાનો અભ્યાસ કરજે. અને અભ્યાસ માટે દીર્ઘકાળ, નિરન્તર સત્કાર પૂર્વક તત્પર રહેજે. એ રીતે પ્રયત્ન કરનાર પુરૂષજ પોતાના કાર્યમાં ફળીભૂત થાય છે. માટે બીજા પર વિશ્વાસ ન રાખતાં, ઇષ્ટની મદદથી પોતાપર વિશ્વાસ રાખી ધૈર્યથી પ્રયત્ન સેવજે. એટલે કાર્યસિદ્ધ થશેજ. તારા આ શ્રેયકારક માર્ગમાં શ્રીઅંતર્યામી તારી બુદ્ધિને પ્રેરણા કરી. કાર્ય સિદ્ધ કરવામાં દિવ્યશક્તિ આપો. એજ અભિલાષા. ૐ

## प्रयत्नः

**શ્રીસદ્‌ગુરૂ** ઉપદેશ આપી પોતાના સ્વરૂપમાં નિમગ્ન થયા. એટલે શિષ્ય સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, ત્યાંથી પોતાના સ્થાન પર ગયો. અને ગુરૂની આજ્ઞાનુસાર તેમના વચન પર અડગ વિશ્વાસ રાખી મંત્ર જપવા લાગ્યો. પરંતુ કાર્ય કાંઇ સુલભ નહોતું. તેનું મન અનેક વખત બહારના પદાર્થમાં રખડવા દોડી જતું. ત્યારે તે શ્રદ્ધાવાન્ શિષ્ય પાછું વાળી મંત્રમાં જોડતો. જેમ જેમ અભ્યાસ વધતો જતો હતો. તેમ તેમ તેની પ્રેમ લાગણી પણ દઢ થતી જતી. એટલે પ્રાપ્ત કાર્યમાં તેને જરાએ કંટાળો આવતો નહિ. કોઇ કોઇ સમયે તેનું મન એવું વેગવાળું થતું કે, તે ખેંચીને સ્થિર કરે, તે પહેલાં અંતરીઆળથીજ બીજા સ્થાનમાં છટકી જતું. તેમજ બહારથી પણ તેના ચાલતાં કાર્યને ભંગ કરનાર અનેક પ્રકારનાં વિઘ્નો આવતાં. પણ તે એવો દઢ હતો કે દરેકમાં તે નિશ્ચલ રહેતો. ધૈર્યપૂર્વક પોતાનું કાર્ય સાધ્યેજ જતો હતો. જપનું કાર્ય જેમ જેમ અધિક થતું ગયું, તેમ તેમ મનની એકાગ્રતા વધતાં વિક્ષેપ દૂર થવા માંડયો. સ્થિરતા થતાં બુદ્ધિમાં નવીન પ્રકાશ સમજાવા લાગ્યો. આવો અનુભવ તેને

કાંઇ બે પાંચ દિવસમાં થયો નહોતો, પણ ગુરૂનાં વચનમાં વિશ્વાસ રાખી સતત છ માસ સુધી એક સરખો નિયમ પૂર્વક યત્ન કરતાં એ કક્ષાપર પહોંચ્યો હતો. આ અનુભવ થતાંજ તેની શ્રદ્ધાનાં મૂળ વધારે ઊંડા ઊતર્યાં !! અને પોતે જે સુખને આટલા દિવસ શોધે છે, તે આ ક્રિયાથી અવસ્ય પ્રાપ્ત થશેજ. એમ મનમાં લાગતાં તેનો ઉત્સાહ વધ્યો. તેથી તે પોતાના પ્રયત્નને પણ વધારે બળપૂર્વક કરવા લાગ્યો. પ્રથમ તો માત્ર સાંજ સવાર નક્કી કરેલા વખતેજ જાપ જપતો હતો. પરંતુ હવે તો આ મલહરબુદ્ધિનું તેને એવું તો વ્યસન પડયું કે, પોતાનાં કાર્યમાંથી પાંચ દશ મિનીટ જેટલો વખત મળ્યો કે તુરત તેનુંજ સ્મરણ કરે. રાત્રે પથારીમાં પડયા પછી નિદ્રા ન આવે ત્યાંસુધી એજ રટણ કર્યા કરે. એ રીતે અભ્યાસનો પરિપાક થતાં એવી ટેવ પડી ગઇ કે, તે બહારનું ગમે તે કામ કરતો હોય છતાં તેનું મનતો એક વૃત્તિથી તે જાપનેજ વળગી રહે. આટલી સ્થિતિએ આવતાં એ બુદ્ધિનો પ્રભાવ તેના મનમાં પડયો. તેથી મનમંદિરમાં ભરાએલો કચરો ધીમે ધીમે દૂર થવા લાગ્યો. જેથી મુમુક્ષુના મનમાં પ્રકાશનું ભાન થવા લાગ્યું. અને આનંદ અધિકાધિક વધવા લાગ્યો. આમ પ્રેમપૂર્વક અભ્યાસ કરતાં તેનું મન આ મંત્રનું એવું વ્યસની બન્યું. કે રાત્રે નિદ્રામાં પણ તેજ જપ જપવા લાગ્યું. આમ અખંડ જાપની ધારા ચાલતાં તેનું ચિત્ત એકાગ્ર બની ગયું. તેનો સંપૂર્ણ પરિપાક થતાંજ કચરાનો અંત આવ્યો. છેલ્લું પડ ભંગ થતાંજ **ઉત્તમ રત્ન-વિવેક બુદ્ધિ** જાગ્રત થઈ. આ સર્વ કલ્પનામય હોવાથી મિથ્યા છે. એમ નિશ્ચય થતાંજ, તે રત્નનો પ્રકાશ પડવા લાગ્યો. અર્થાત્ પ્રયત્નથી સર્વવૃત્તિઓ આંતરમુખ થઈ. તેમ થતાં પોતાનો **પરમમિત્ર તત્ત્વજ્ઞાન** હૃદયમાં સ્ફુરવા લાગ્યું. એટલે સારાસાર પણ સમજવા લાગ્યો. આવા પ્રખર પ્રયત્નથી રત્ન, મિત્ર અને શાસ્ત્ર તેણે પ્રાપ્ત કર્યાં. તે વખતે પોતાના મનમંદિરની સ્થિતિ કેવા પ્રકારની થઇ છે. તે પણ એના સમજવામાં આવ્યું. તથા પોતે કરેલી ભૂલ

માયાનો મોહ પણ સમજવામાં આવ્યો. તેથી તેને અપાર પશ્ચાત્તાપ થવા લાગ્યો. પરંતુ તેજ વખતે પોતાના પરમ હિતેચ્છુ મિત્રને દીઠો. એટલે પુનઃ આનંદ થયો.

આનંદમાં આવેલો શિષ્ય પોતાના મન મંદિરની સુધારણાના વિચાર કરવા લાગ્યો. તે વખત તેના મનમાં ઇષ્ટ કૃપાથી એવું સ્ફુરણ થયું કે તારૂં ડહાપણ છોડી દે. ( જેમ અર્જુને પોતાના પરમસખા શ્રીકૃષ્ણને સારથી બનાવી છેવટ કહ્યું હતું, કે હે કૃષ્ણ મારી યોગ્યતા પ્રમાણે જ્યાં લડવાનું સ્થાન હોય, ત્યાં મારો રથ ઉભો કરો. અર્થાત્ જેમ અર્જુને પોતાના નેતા દોરનાર નિયામક-શ્રીકૃષ્ણને પોતાની સર્વ બાબતો સોંપી હતી. તેમ જીવ પણ જ્યારે પોતાનું ડહાપણ પડતું મૂકી, શ્રી પરમાત્માને અથવા તેમના કરેલ શાસ્ત્રને, પોતાનાં નિયામક બનાવે છે, પછી જીવ તો નિમિત્ત માત્ર રહે છે. બાકી સર્વ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે બન્યા કરે છે ) અને ઇશ્વરની ઇચ્છા પ્રમાણે તું ચાલવા લાગ. એ અંતર આદેશને અનુસરી શિષ્યે પોતાનું પૃથક્ અભિમાન છોડી દીધું. અને પ્રભુનો થઇ રહ્યો. આનુંજ નામ યથાર્થભક્તિ.[1]

---

૧ આજકાલ જે ભક્તિને નામે વાડાનો વ્યાપાર ચાલે છે, તે તો નકામો કચરો છે. અજ્ઞાની મનુષ્યોને અથડાવી, વાડાવાળાઓ પોતાના પેટનો ખાડો પૂરે છે. શિવ, વિષ્ણુ એ બે મોટા પંથો છે. તે સિવાય રામાનંદ, રામાનુજ, મધ્વ, કબીર, સ્વામીનારાયણ, રાધાસ્વામી, પ્રણામી. નિરાંત, કુબેરદાસનો, વિગેરે ઘણા મત અને પંથો પ્રસરેલા છે. તે સર્વમાં ભક્તિ પ્રાધાન્ય છે. શાસ્ત્રમાં પંચાયતનની ઉપાસના મુખ્ય ગણી છે. તેમાં પણ કોઇ કહે શિવ મોટા ને બીજા ન્હાના. કોઇ કહે વિષ્ણુ શ્રેષ્ઠ, કોઈ કહે સૂર્ય મુખ્ય, કોઇ કહે દેવી પ્રાધાન્ય, કોઇ કહે છે ગણેશજ ખરા. આટલેથી અટકતા નથી. પણ પોતાના વાડાઓનું મિથ્યા અભિમાન કરી, દેવોની નિંદા કરવામાં કટિબદ્ધ થઇ જાય છે. ભક્તોનાં જે લક્ષણ ગણાવ્યાં છે. તેમાં બીજા મનુષ્યોની નિંદા કરવાની પણ ના લખી છે. ત્યારે આ કલિયુગના ભક્તો દેવની નિંદા કરતાં પણ ડરતા નથી.!! ખરે આવા અજ્ઞાનીઓ દયાને પાત્ર છે. આ

## શાસ્રમ્.

બે મિત્ર મળ્યા તેમણે એક બીજાને જોયા. આ સમયનો આનંદ શી રીતે વર્ણવી શકાય. સામાન્ય લૌકિક મિત્રો મળે છે. તો તે આનંદ પણ અકથનીય હોય છે. ત્યારે આતો અલૌકિક જીવ અને ઇશ્વરના મેળાપનું વર્ણન લખવું. એતો આકાશનો વીંટો કરવા જેવું છે. વાત અશક્ય જ છે. છતાં હૃદય એવા ઉછાળા મારે છે કે વિચાર ધારા રોકી શકાતી નથી. જેમ પૂર્ણિમાના ચન્દ્રને જોઇ તેને ભેટવા સમુદ્ર ઉછળવા માંડે છે. તે ગમે તેટલા તરંગોપર તરંગો ચઢાવી ચંદ્રને ભેટવાની સીડી બનાવે. પણ તેનાથી ત્યાં પહોંચવાનું નથી, છતાં ચંદ્રને જોઇ સમુદ્રમાં ભરતી આવ્યા વિના પણ રહેતી નથી. એટલે ચંદ્રને અવલોકતાં થએલો આનંદ, આમ ભરતીદ્વારા વ્યક્ત–પ્રકટ કરી પુનઃ વિરામ પામે છે. તેમ, જે ઇશ્વરના આનંદનું વર્ણન નિગમ–વેદ પણ કરી શકતા નથી. તોપછી વિરાગીની રાંક કલમ એ આનંદને વર્ણવા ફાંફા રાખે એ ફોકટ જ ગણાય. છતાં પાંખવાળાં પ્રાણી પોતપોતાની શક્તિ પ્રમાણે આકાશમાં ઉડ્ડયન કરે છે, તેમ પોતાનો વિચાર પ્રવાહ વહેવરાવી છેવટ એ આનંદસ્વરૂપમાં વિરમશે. અસ્તુ.

**અહાહા ! ! ! એ પ્રિયમિત્ર ! ! !** આટલું બોલી જીવ ઇશ્વિરને ભેટી પડયો. ભેટતાંજ જીવનાં નેત્રો બંધ થઇ ગયાં. વાણી વિલાય ગઇ. હૃદય ઐક્ય થતાં જ પ્રેમ અંતરમાં સમાયો નહિ. એટલે ચક્ષુદ્વારા એક બીજાનાં અંગપર ટપકવા લાગ્યો. પ્રેમ પ્રવાહ અંગપર

---

રીતે વિચાર કરતાં જિજ્ઞાસુના મનમાં વિચાર સ્ફુરી આવ્યો. કે શ્રુતિતો કહે છે કે–**स ब्रह्मा स शिवः स एव विष्णुः** તેજ બ્રહ્મા છે. તે શિવ છે અને તેજ વિષ્ણુ છે. વસ્તુતઃ પરમાત્મા એકજ છે. જૂદાં જૂદાં નામે સર્વ તેનેજ ભજે છે. જો આટલોજ વિચાર મનુષ્યોના મનમાં આવે, અગર ધર્મોપદેશકો સમજાવે તો કેટલીએ તકરારોનો અંત આવી જાય. જેને પ્રભુને ભજવા છે, તે ગમે તે નામથી ભજે. સર્વ નામ પ્રભુના છે. અને ખરૂં જોતાં તે અનામી છે. માટે સાચા ભક્તે સર્વનામ પ્રભુના સમજી, તકરારમાં ન પડતાં ભક્તિપરાયણ રહેવું.

પડતાં જ શરીરરૂપ બાગમાં રોમરૂપ વૃક્ષો ઉગી નીકળ્યાં, ને પ્રેમમાં કેવી દિવ્યશક્તિ છે તેનો પ્રત્યક્ષ પુરાવો આપવા લાગ્યાં. આ વખત બેઉ મિત્રો પોતપોતાના શરીરનું ભાન ભૂલી ગયા. અર્થાત્ જીવ પોતે વ્યક્તિરૂપે પોતાના સ્થૂલશરીરનું અને ઇશ્વર સમષ્ટિરૂપે પોતાના શરીરનું ભાન ભૂલી ગયા. તે વખતે અભેદ સમુદ્રમાં તે ડૂબી ગયા !! આ સ્થિતિ થોડી ક્ષણો રહી. પછી જાગ્રત થયા. એ વખતના સુખના સ્વાદને શાની ઉપમાં અપાય ? અરેરે એ આનંદને કેમ કહું ! ધન્ય ! ભગવદ્ પૂજ્યપાદ શ્રીઆદ્યશંકરાચાર્ય પ્રભુએ યથાર્થ કહ્યું છે કે–

**वाचा वक्तुमशक्यमेव मनसा मन्तुं न वा शक्यते**
**स्वानन्दामृतपूरपूरितपरब्रह्माम्बुधेर्वैभवम् ।**
**अंभोराशिविशीर्णवार्षिकाशिलाभावं भजन्मे मनो**
**यस्यांशांशलवे विलीनमधुनानन्दात्मना निर्वृतम् ॥**

**ભાવાર્થ**—સ્વરૂપાનંદરૂપ અમૃતના પ્રવાહથી પૂર્ણ થએલ જે નિર્ગુણ બ્રહ્મરૂપ સમુદ્ર છે, તેનો વૈભવ મહિમા વાણીથી કહી શકાય તેમ નથી, તેમ મનથી વિચારી શકાય તેવો પણ નથી. કારણકે જેમ સમુદ્રમાં પડેલો બરફ ગળીને સમુદ્રરૂપ થઈ જાય છે. તેમ મારૂં મન પણ બ્રહ્માનંદના અંશના અંશની માત્રામાં ગળીને તદ્રૂપ થઇ ગયું. આનંદરૂપ બની ગયું શ્રુતિ ભગવતિ પણ કહે છે કે–समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् । न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदन्तःकरणेन गृह्यते ॥ એકાગ્રતારૂપ સમાધિથી જે મનનો મેલ ધોઇ નાખવામાં આવ્યો છે. તેવા શુદ્ધ મનને આત્મામાં પ્રવેશ કરતાં જે સુખ થાય છે, તે સમાધિસુખ વાણીવડે કથન કરી શકાય તેવું નથી. પણ તે સુખ સમાધિ સમયે અંતઃકરણ ગ્રાહ્ય જ છે. આવા સુખનિધિમાં ડૂબેલો પુરૂષ અનુભવના ઉદ્દગાર કાઢે છે કે–न किंचिदत्र पश्यामि न शृणोमि न वेद्म्यहम् । स्वात्मनैव सदानन्दरूपेणास्मि विलक्षणः ॥ આ અખંડાનંદરૂપ સમુદ્રમાં સ્થિર થતાં. આત્મા સિવાય બીજું કાંઇ

જોતો નથી, સાંભળતો નથી, સ્વરૂપ સિવાય બીજો અનુભવ પણ કરતો નથી. સદા આનંદરૂપ હોવાથી સર્વ અનાત્મ પદાર્થોથી વિલક્ષણ જૂદો છું. અર્થાત્ સર્વને સત્તા સ્ફૂર્તિ આપતો છતો, ત્રિકાલાબાધ્ય સચ્ચિદાનંદરૂપ છું. વાત તો બહુએ કહી પણ સંસારી જીવો દાખલા વિના સમજી શકશે નહિ. માટે છેવટ આ આનંદના વર્ણનને તો અપૂર્ણ જ મૂકવું પડે છે. અને તેમાં જ તેનો ખરેખરો મહિમા છે. ત્યારે આનંદસ્વરૂપના અનુભવને માટે એટલું કહી લઇએ કે-"**ગુંગાએ સાકર ખાધીરે, મૂગાને સ્વપ્ન થયું, નિજ મનમાં જાણે રે, પરને ન જાય કહ્યું.**" ટુંકામાં શ્રીસદ્‌ગુરૂની કૃપાથી જે અધિકારી જીવાત્માને પરમાત્માનો અનુભવ થયો છે, તેજ જાણે. અને જેનાથી સમજાય છે તે કહી શકતો નથી, તેથી જ અનુભવી કહે છે કે-**जिन्हे पाया तिन्हे छुपाया ॥** જેને મળ્યું તેણે છૂપાવ્યું. જે જોવા ગયો તે ત્યાંજ રહ્યો. હાજતો! અમોઘઆનંદરૂપ સ્વચ્છ સમુદ્રને છોડીને આ મલિન, ખારા માયા સમુદ્રમાં તે ખરડાવા શા માટે આવે? નજ આવે.

વાચકબંધુ! 'નજ આવે' એવું છેવટનું વચન વાંચી તું ઉદાસીન થઇશમાં. અલબત તેનો અને આપણો પ્રદેશ જૂદો હોવાથી તે અત્રે આવી શકે તેમ નથી. તેમ તેના પ્રદેશના આનંદને અત્રે બતાવી શકે તેમ પણ નથી. છતાં એ આનંદના અનુભવી પુરૂષ ઉદારાત્મા હોય છે. તે સર્વને પોતાના આત્મા સમાન જ જુએ છે. એટલે તે આનંદનું ઉત્તમ ફળ એકલા ભોગવતા નથી. પણ વચનો-દ્વારા તે ફળ મોકલ્યા જ કરે છે. તેમજ એ વચનથી સુખનો અનુ-ભવ થતાં, ત્યાં કેમ જવું, તેનો ઉપાય મિત્રે બતાવેલો જ છે. તે જાણી તે પ્રમાણે આચરણ કરતાં આપણે પણ તેનો અનુભવ અવશ્ય કરી શકીશું. માટે જિજ્ઞાસુની પોથી—શાસ્ત્ર—તેના તરફ જ વિચારોને ચાલવા દઇએ.

## કૈવલ્યયુક્તિ.

ઉપર પ્રમાણે આમુખ કરી હવે મનમંદિરમાં દાખલ થએલા જીવાત્માએ પોતાનું સામ્રાજ્ય પ્રાપ્ત કરી અખંડ સુખના ભોક્તા બનવા સારૂ પોતાના મનમંદિરની સુધારણા કેવીરીતે કરી તે જોઇએ.

શ્રુતિ ભગવતી કહે છે કે—मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः। મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મન છે. માટે મનની જ શુદ્ધિ-પર સર્વ આધાર છે. પોતાના મનને શુદ્ધ કરવું એ દરેક મનુષ્યનું-જ કર્તવ્ય છે. મનને શુદ્ધ કરવામાં ઇશ્વર, કે ગુરૂ સમર્થ નથી. તો પછી બીજાની આશા શી રાખવી ? અર્થાત્ દરેક જીવનું પોતાનું કર્તવ્ય જ અત્રે મુખ્ય છે. આચાર્યશ્રી કહે છે કે—ऋणमेचनकर्तारः पितुः सन्ति सुतादयः। बंध मोचनकर्ता तु स्वस्मादन्यो न कश्चन॥ બાપના માથાપર ચઢેલું ઋણુ-કરજ તેમાંથી મુક્ત કરનાર પુત્ર વિગેરે છે. પણ અજ્ઞાનકૃત બંધનમાંથી તો પોતાની જાત સિવાય કોઇ છોડાવનાર નથીજ. માટે જાતે પ્રયત્ન કરવો જોઇએ. જીવ અજ્ઞાની હોવાથી તેને ખબર નથી. કે કઇ દિશામાં કેવી રીતનો પ્રયત્ન કરવો. તે દિશા બતાવનાર શ્રીસદ્ગુરૂ છે. પરમાત્માની કૃપાવિના સદ્બુદ્ધિ ટકતી નથી. માટે બુદ્ધિપ્રદાતા ઇશ્વર છે. એ રીતે જિજ્ઞાસુને ગુરૂ અને ઇશ્વર ઉપકારક છે. તો તેમનું શરણ લઇ મુમુક્ષુએ યત્ન આરંભવો જોઇએ.

### દ્વયદોષ.

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥**

**અર્થ**—ભગવાન્ કહે છે. હે અર્જુન, આ અતિશય ગુહ્ય વિજ્ઞાનસહિત જ્ઞાન, અસૂયારહિત-તને હું કહું છું. જે જાણીને તું અશુભ એવા સંસારથી મુક્ત થઇશ.

સામાન્ય રીતે સંસારમાં બે પ્રકારનાં માણસો ગણાય છે. તેનું સ્વરૂપ પંડિતોએ ટુંકામાં કહ્યું છે. મનમાં બીજું, વાણીમાં અન્ય અને

ક્રિયામાં જૂદું એ દુરાત્માનાં લક્ષણો છે. જેવું મનમાં, તેવુંજ વચનમાં અને તેજ ક્રિયામાં. એ મહાત્માનાં લક્ષણો છે. ટુંકામાં મન, વચન અને કર્મએ ત્રણની એકતા સિવાય વ્યવહારમાં પણ શાખ બંધાતી નથી. કાર્ય સિદ્ધિ થતી નથી. તો પછી પરમાર્થમાં એ ત્રણેના ઐક્યની અગત્ય હોય તેમાં તો કહેવુંજ શું? એ ત્રણની એકતા શુદ્ધિ વિના થતી નથી. માટે જે મનુષ્યને વ્યવહારમાં અભ્યુદય અને પરમાર્થમાં નિશ્રેયસ પ્રાપ્ત કરવાં હોય. તેમણે મન વિગેરેમાં રહેલ દશ પ્રકારના દોષો જરૂર દૂર કરવા જોઇએ. દોષોનું સ્વરૂપ સમજાવતા મહર્ષિ મનુ કહે છે કે--

**परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिंतनम् ।**
**वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥**

**અર્થ**—બીજાનું ધન અન્યાય વડે લઇ લઉં એવા પ્રકારનું ચિંતન, બીજાનો નાશ કરવાના વિચારોનું પોષણ, પરલોક નથી, દેહ એજ આત્મા છે એવો મિથ્યા અભિનિવેશ. એ ત્રણે પ્રકારના મનનાં અશુભકર્મ કહેવાય છે. તેને ટુંકામાં કહીએ તો (૧) **મિથ્યા ચિંતવન** (૨) **વેર** (૩) **અહંકાર** એ ત્રણ માનસ દોષ છે.

**पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।**
**असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥**

**અર્થ**—બીજાને અપ્રિય લાગે તેવું બોલવું, અસત્ય કહેવું, બીજાની ગેરહાજરીમાં તેના દોષો કહેવા, સત્ય છતાં રાજ્ય, દેશ, નગર વિગેરેનું નિષ્પ્રયોજન વર્ણન કરવું. એ ચાર વાણીનાં અશુભ કર્મ છે. તેને ટુંકામાં કહીએ તો (૧) **કઠોરતા** (૨) **જુઠ** (૩) **નિંદા** (૪) **વાચાળતા**-એ ચાર વાણીના દોષો છે.

**अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।**
**परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥**

**અર્થ**—બીજાએ આપ્યું નહોય તોપણ લઇ લેવું, વેદ વિધિનું ઉલ્લંઘન કરી હિંસા કરવી, પરસ્રીનું સેવન, એ ત્રણ શરીરનાં અશુભ કર્મ છે. બીજી રીતે બોલીએ તો (૧) **ચોરી** (૨) **હિંસા** (૩) **જારી**—**ચારી** એ ત્રણ શરીરના દોષો છે.

ઉપર કહ્યા પ્રમાણે. શરીરના ત્રણ, મનના ત્રણ અને વાણીના ચાર એમ દશ દોષો છે. તેને દૂર કરવા તેના ઉપાયો પણ સમજવા જોઇએ. આ સંસારમાં સામાન્ય માણસો વિશેપ છે. તેઓ બહુધા એમ બોલે છે કે **"જાણે એને તાણે"** અજાણ્યું ને આંધળું બરાબર. આપણે કાંઇ દોપાદિકને જાણતા નથી. માટે તે કશાની જોખમદારી આપણે માથે નહિ. એતો પંડિતોને માથે ભાર, આમ બોલે અથવા બચવાની બારી શોધે ! તેથી તેઓ કાંઇ પોતાની જોખમદારીથી મુક્ત થતા નથી. કેમકે સંસારમાં જેમ સ્વાર્થની બાબત જાણવા તત્પર રહે છે. તેમ પરમાર્થમાં પણ તૈયાર રહેવું જોઇએ. માથેથી કાઢી નાખવાથી કાંઈ છૂટી શકાતું નથી. કેમકે "સારૂં અને નઠારૂં" દરેક માણસ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જાણેજ છે. એટલે જે જેટલું જાણતો હોય, તેણે તેટલાનું પાલન જરૂર કરવુંજ જોઇએ. કોઇ ચોર ચોરી કરીને પછી તેને શિક્ષા કરવાનો સમય આવે ત્યારે, તે જવાબ આપે કે હું કાયદો ભણ્યો નથી. તેથી શિક્ષાની વાત હું જાણતો નથી. એમ કહે માટે કોર્ટ તેને શિક્ષામાંથી મુક્ત કરતી નથી. તેજ પ્રમાણે સર્વ ગુનેહગારોનું સમજવું. માટે દરેક પુરૂષે દશ દોષોમાંથી મુક્ત થવા યત્ન કરવોજ જોઇએ. કોઇ પ્રકારની પાંગળી કે મજબુત પણ પાપપોષક દલીલ અંતર્યામી પાસે ચાલી શકે તેમ છેજ નહિ. માટે દોષોને ત્યાગ કરવાના ઉપાય વિચારીએ.

પ્રજ્ઞાવાન્ પુરૂષોએ પોતાની જાતની કસોટી કરવા સારૂ એક પરીક્ષા રૂપ ઉપાય શોધી કાઢ્યો છે. તેમ આગળ બતાવામાં આવેલ પ્રયોગમાં પુરૂષ પોતાની જાતને તપાસી જુએ છે. તો તેને પણ વાત સ્પષ્ટ થઇ જાય છે. તે પ્રયોગમાં સાધનો આ પ્રમાણે છે. (૧) અ ત્મ

निरीक्षण (२) आत्मशिक्षण (३) आत्मयमन, એ ત્રણમાં કોઇ પણ કર્મ, વચન અને વિચારને ઉતારીને જોવામાં આવે તો તેનો યથાર્થ નિર્ણય થઇ જાય.

આત્મ નિરીક્ષણ વિગેરેનું સ્વરૂપ સમજ્યા વિના તેનો ઉપયોગ થઇ શકે નહિ. માટે સંક્ષેપમાં તેનાં સ્વરૂપો વિચારીએ.

**आत्मनिरीक्षण**—એટલે સાયંકાળે નિદ્રામાં પડતાં પહેલાં આખા દિવસમાં જેટલાં કામ કર્યાં હોય તે પ્રથમ યાદ કરી જવાં. પછીથી દરેક કામ કેવી રીતે કર્યાં તે તપાસવું. એટલે તેમાં પ્રપંચના અંશો દેખાશે. કેવી રીતના દોષો થયા છે, તે સર્વનો સકારણ વિચાર કરવો. અને પોતાની ત્રુટીઓ સમજવી તે.

**आत्मशिक्षण**—એટલે જે દોષો કર્યા છે. તે હવે ફરીથી કેમ કાર્ય કરીએ તો ન થાય. તથા દોષ યુક્ત જે કામ કર્યાં. તેમાં લાભ વધારે છે કે હાનિ? એ બેઉ બાબતને પરિણામ સુધી તપાસવી. પછી ગુણદોષના વિભાગ કરી, ગુણના ફાયદાઓનું મનન કરી, તે તરફ વૃત્તિઓ વાળવાનો યત્ન કરવો તે.

**आत्मयमन**—એટલે ગુણદોષ સમજ્યા છતાં તે પ્રમાણે રહેવાનો યત્ન નકામો જતો લાગે તો, પછી અમુક પ્રકારના નિયમો બાંધી મનને તે પ્રમાણે ચલાવવું; ને તેમાં ત્રુટિ જણાય તો શિક્ષાનો ક્રમ બાંધી, તે પ્રમાણે પોતાની જાતને પોતે શિક્ષા કરવી તે.

(૧) આત્મ નિરીક્ષણાદિના સ્વરૂપનો વિચાર કરી લીધો. હવે શરીરાદિકના દોષો સાથે તેની કેમ યોજના કરવી તે તરફ વળીએ. કાયા—શરીરનો પ્રથમ દોષ **ચોરી** છે. એને કર્મ, એ નામ પણ આપી શકાય. કર્મનું સ્વરૂપ સૂક્ષ્મતમ છે. તે સમજવા જતાં વિદ્વાનો પણ મોહ પામે છે. गहना कर्मणो गतिः । પ્રભુ પોતેજ કર્મની ગહનગતિ કહે છે. એક તરફથી કર્મની ગહનતા ને બીજી બાજુ મનુષ્યબુદ્ધિની સ્વાર્થ પરાયણતા. તેના યોગે કર્મમાં પ્રવર્ત થયેલો જીવાત્મા વિશેષ

વિચાર કરવા રહેતો નથી, ને કામ કરી નાખે છે. દરેક કાર્યનો એ સ્વભાવ છે કે, તે માણસના અંતઃકરણમાં પોતાના સ્વરૂપ પ્રમાણે સંસ્કાર પાડતુંજ જાય છે. તે સંસ્કારનું બળ વધતાં, માણસ તે ટેવમાં બંધાતો જાય છે. એ સૂત્રને અનુસરી હવે **ચોરી**ની બાબત વિચારીએ. કાયદો, કુળ, જ્ઞાતિ આદિના બંધનના યોગે ચોરી કરવાનું કામ કઠિણ છે. છતાં ઠીક ગણાતાં માણસો બહુ મોટી તો નહિ; પણ નાની ચોરી કરે છે. જો કે કરતી વખતે તેમનો સ્વાર્થ એ વાત વિશેષ રૂપે સમજવા દેતો નથી. છતાં સામાન્ય રૂપે તે સમજે છે. છતાં તેને નજીવું સમજી કરે છે. તેના સંસ્કાર દૃઢ થતાં પરિણામ ખરાબ આવે છે. આ વાતને દૃઢ થવા સારૂ એક દાખલો લઇએ. કોઇ માણસ તમારી સાથે કંઇ વાત કરતો હોય. તેની એકાદ વસ્તુ પડી ગઇ. તેનું પેલા માણસને ભાન નથી. તમે તે ચીજ પડતાં જોઇ, પણ તેને કહ્યું નહિ. તેના ગયા પછી તમે લઈ લીધી. જો કે આ એક પ્રકારની ચોરી. પણ તમને દેખીતો લાભ થયો, તે તરફ ધ્યાન આપી, તમે પોતાને બુદ્ધિમાન અને હોશિયાર સમજવા લાગ્યા, ને સામાને મૂર્ખ સમજ્યા. એટલે અભિમાનની ડીગ્રી વધી.

તમને વગર મહેનતે એક ચીજ મળી, તેથી લાભ સમજી આજે તમારી મુખમુદ્રા પ્રફુલ્લ છે. એટલામાં કોઇ તમારો મિત્ર આવ્યો. તેણે પ્રસન્નતાનું કારણ પૂછ્યું. તમે સવ બાબત કહી બતાવી. તે મિત્ર વિવેકી, વિચારશીલ, નીતિપરાયણ ને ધર્મજ્ઞ છે. તેણે યુક્તિથી તમારાજ મુખે તમારો ન્યાય કરાવવા તમને આત્મનિરીક્ષણ તરફ વાળી પૂછ્યું કે 'તમે બીજા માણસની વસ્તુ લઇ લીધી તે યોગ્ય કર્યું કે અયોગ્ય'? પ્રશ્નની સાથે એ પણ સૂચના કરી દીધી કે 'જો તમે સ્વાર્થ પરાયણ રહેશો તો યથાર્થ નિર્ણય થશે નહિ. પણ તેનો ત્યાગ કરશો તો સત્ય માર્ગનું દર્શન થશે.' જુઓ હવે હું જ વિચાર ચલાવું છું. કોઇ તમને પૂછે કે તમારે આ સંસારમાં કેવા ગણાવાની ઇચ્છા છે?

તો તમે જવાબ એજ આપશો કે **આબરૂદાર!** આબરૂદાર તેજ માણસ કહેવાય કે જેના તરફ સર્વ કોઈ વિશ્વાસની નજરથી જુએ. પેલા માણસની વસ્તુ પડી ગઇ, તે તમે લીધી. તે લેતાં કોઇ ત્રીજા માણસે તમને જોયા હોય. જેની વસ્તુ ખોવાણી છે તે અને જોનાર એ એકઠા થયા. પેલો માણસ વાત કરે કે મારી અમુક ચીજ ખોવાણી–પડી ગઇ. જોનારો માણસ તમારૂં નામ આપે, તેપરથી પેલો માણસ તમારે માટે એવો અભિપ્રાય બાંધે કે તમે વિશ્વાસ રાખવા લાયક નથી. તે વાત ધીમે ધીમે સર્વત્ર પ્રસરે. હવે વિચાર કરો કે તમે જે કામ કર્યું, તેથી આબરૂ વધી કે ઘટી? અથવા એમ સમજો કે, તે ચીજ ઉઠાવતાં કોઇએ તમને દીઠા નથી. તો પણ પરમેશ્વરથી તો તે બાબત અજાણી નથીજ. એટલે ગુન્હેગાર ઠર્યાજ. વળી વગર મહેનતે તે ચીજ મેળવી, એથી તમારા અંતઃકરણમાં હરામનું લેવાના ખરાબ સંસ્કાર પડયા. જેથી તમે મહાનને બદલે લઘુ બન્યા. તમે જાતે યત્ન કરો છો દુષ્ટ બનવાનો અને લોકોમાં ઇચ્છો છો સારા કહેવરાવવા. તેથી લોકોને છેતરી વિશ્વાસઘાત રૂપ મહા પાપ કર્યું. જુઓ તમે તમારે હાથે દુઃખનો ખાડો ખોદી તેમાં પડવાની તૈયારી કરી, છતાં તમે પ્રસન્ન જણાઓ છો. આ તમારા અજ્ઞાનની અવધિજ છેને? આનુંજ નામ **આત્મનિરીક્ષણ** કહેવાય.

તમારા મિત્રના ઉત્તમ વિચારો અને બુદ્ધિચાતુર્યથી તમારાપર તેની સચોટ અસર થઇ. એટલે તમે તેનેજ પૂછવા લાગ્યા કે ભૂલ તો કરી. પણ પુનઃ આવું ન થાય તેને માટે શું કરવું? પ્રથમ તો તમારે મનના ખરા ભાવથી પશ્ચાતાપ કરવો જોઇએ કે આ કાર્ય બહુજ ખોટું કર્યું, તે સાથે જે માણસની એ વસ્તુ છે, તેને જઇને પાછી આપી આવવી. ને તેની ક્ષમા માગવી. તેમાં જરા પણ દંભને આવવા દેવોજ નહિ. તમે જાણો છો છતાં એમ નહિ કરો, ને આ વાત લોકોના જાણવામાં આવશે, તો પછી કોઇ તમારો વિશ્વાસ કરશે નહિ. કોઇને ઘેર જશો તો પણ, તે તમારા તરફ શકની નજરથી જોશે. તમારૂં

કાર્ય કરી, તેના ઘરમાંથી બહાર નીકળશો ત્યાં સુધી તે તમારા ઉપર નજર રાખશે. કોઇ માણસ વસ્તુ આપતાં પણ વિચાર કરશે, કારણ કે તમે હરામ નીતિવાળા છો એવું એ જાણે છે. તેથી તેને એમ લાગે કે કદિ એ આપણી વસ્તુ લઈ જાય, અને પછી પાછી ન આપવાની હરામ દાનતથી જૂઠો જવાબ આપે કે તમારી ચીજ ખોવાઇ ગઈ, તો તેને આપણે શું કરી શકીએ ? માટે એવા માણસને કોઇ ચીજ ન આપીએ એજ સારૂં. એ રીતે સર્વના અવિશ્વાસના પાત્ર થશો. બીજી રીતે જુઓ. તમારી ચીજ પડી ગઇ હોય અને તે કોઇ લઇ લે તો તમને કેવો ખેદ થાય ? શું તેને તેમ નહિ થતું હોય ? ત્યારે તમે બીજાને દુઃખ આપનાર થયાને ? જુઓ એક તરફથી તમારૂં નજીવું કાર્ય છતાં પરિણામે કેટલું ભયંકર છે. તે વિચારી જુઓ. તમારા મિત્રનાં વચનો સાંભળી તમારી વિવેક બુદ્ધિ જાગ્રત થઇ. તેથી તમેજ કહેવા લાગ્યા વ્હાલા સુહૃદ ! તમારી વાત અક્ષરશઃ સત્ય છે, એટલુંજ નહિ પણ પરમપ્રિય ને હિતકારક છે. કારણ આવાં કાર્યથી લોકોમાં આબરૂ જાય, દુષ્ટ સંસ્કાર પડે ને પોષાય. અભ્યુદયના માર્ગથી અળગું થવાય, ને પ્રભુથી દૂર જવાય માટે આવાં કામ કે કામ પોષક વિચારો પણ હું કરીશ નહિ. **ઓ દયાનિધિ પરમાત્મન્**! મારી તુચ્છ બુદ્ધિથી જણાતો લઘુ, પણ ખરૂં જોતાં મેં ભયંકર ગુન્હો કર્યો છે. આપ તેની આ સમયે ક્ષમા આપશો. અને પુનઃ આવા પ્રકારના પાપ પંથે દોરનારા કુવિચારો અંતઃકરણમાંથી સદાને માટે દૂર થઇ, સુવિચાર સ્ફુરે એવી સંમતિ આપશો. હે વિશ્વંભર ! મારી તો કાંઇ શક્તિ નથી. કે કોઇ પ્રકારનો નિશ્ચય કરી તે પર કાયમ રહી શકું. પરંતુ આપ સર્વના પાલક છો તો મારા ટેકને પણ આપશ્રીજ નિભાવવા શક્તિ આપશો. હે મન ! તું તો ઇશ્વરની વિભૂતી છે. તું આવા નઠારા વિચાર કરે તે કોઇ રીતે ઠીક નથી. તું ગમે તેવા પ્રકારની સ્થિતિમાં હો, છતાં જે વસ્તુ પર તારી માલિકી નથી, તે તારો લેવાનો હક્ક જ નથી. માટે

તેમ કરવું એ એક પ્રકારની ચોરી છે. માટે હવેથી કદાપિ આવું કામ **ન કરવું તે નજ કરવું.** આનું નામ **આત્મશિક્ષણ છે.**

ઉપર બતાવેલા વિચારોને એકાગ્રતાપૂર્વક, જો વારંવાર કરવામાં આવે તો તેના સંસ્કારો મનમાં ઊંડા પડે છે. તેનું પરિણામ એ આવે છે કે, પછી એવું કામ કરવા જઇએ તો તુરત વૃત્તિ અટકી પડે છે. છતાં પ્રથમના લાંબા સમયના અભ્યાસથી તેવું અયોગ્ય કાર્ય થાય, તો અમુક પ્રકારના નિયમો બાંધવા. અને તેના પાલનમાં ત્રુટિ થાય તો એક કે તેથી વધારે ઉપવાસ કરવા અથવા અમુક દિવસ સુધી મૌન રાખવું. એવી શિક્ષાઓ ઠરાવી તેને સહન કરવી. એ રીત કરતાં મન દૃઢ થઇ કુટેવ ભૂલાય છે. તેનું નામ **આત્મ-યમન** છે.

જે રીતે **ચોરી** સમ્બન્ધી વિચાર કર્યો, તેજ રીતે **જારી** અને **હિંસામાં** પણ એજ વિચાર યોજી શકાય. જેમ જેમ મનુષ્ય આ ક્રિયામાં નિમગ્ન થાય છે, તેમ તેમ તેનો વિકાસ થઇ તે ઉન્નતિમાં આગળ વધે છે. ને પરિણામે સુખાનુભવ કરે છે.

(૨) વચનમાં પ્રથમ દોષ **નિંદા** છે. શરીરના દોષો કરવામાં કેટલાએક પ્રતિબંધો છે. તેથી સર્વ મનુષ્યો તે કરી શકતાં નથી. વાક્ દોષોમાં એવાં વિઘ્નો નથી, તેથી તેમાં મનુષ્યની સહજે પ્રવૃત્તિ થાય છે. અપવાદરૂપ કોઇક વિના સર્વ એમાં ફસાય છે. માટે વાણીના દોષોમાંથી બચવા ઇચ્છનારે બહુજ સાવધ રહેવું જોઇએ. તો હવે વાણીના દોષોનો પણ **સ્થાલી પુલાક ન્યાયથી** ( એટલે એક તપેલામાં એક મણ ચોકખા ચડવા મૂક્યા હોય તેમાંથી થોડા (બે ચાર દાણા) લઇ દબાવી જોતાં જો તે ચડયા હોય તો બધા ચડી ગયા ગણાય તેનું નામ સ્થાલી પુલાક ન્યાય.) સંક્ષેપમાં વિચાર કરીએ.

નિંદા કરવામાં ઘણાં નિમિત્તો હોય છે. આપણો કોઈ સ્વાર્થ ભંગ થયો હોય, તો ભંગ કરનારની આપણે નિંદા કરીએ છીએ.

કોઇએ આપણું કાર્ય બગાડયું હોય, તો બગાડનારની નિંદા કરીએ છીએ. ઘણા માણસોને એમ કહેતાં સાંભળીએ છીએ કે **"જે જેવું હોય તેને તેવું[1] કહેવું તેનું નામ નિંદા નથી"** એમ બોલી કોઇ **ચોરની, વિષયિની કે વ્યસનીની** તેઓ નિંદા કરે છે. ને પોતે નિંદા કરતા નથી એમ માને છે. પરંતુ યથાર્થ વિચારથી જોઈએ તો તેઓ નિંદકજ છે, અને નિંદા કરવાનો દોષ તેમની વાણીમાં રહેલોજ છે. તેમાં (૧) કારણ એ છે કે, તે જે માણસની નિંદા કરતો હોય છે, તે ત્યાં હોતો નથી. અને કદાપિ ત્યાં આવી ચડે છે તેને પોતાની વાત બંધ કરવી પડે છે. જો સત્ય હોય તો તેણે તે તો રૂબરૂ શા માટે ન કહ્યું? એટલે તે નિંદાજ છે. (૨) કારણ એ છે કે જ્યારે પોતાનો કોઇ સ્વાર્થ હોય છે, ત્યારે નીચમાં નીચને પણ તે સારો કહે છે. ને પાછળથી તેને નિંદે છે. (૩) કારણ એ છે કે કોઇ માણસને તે જાણતા હોય કે તે ખરાબ છે. છતાં તેને મોઢે સારો કહે છે. એટલે સિદ્ધ થાય છે કે, બીજાને માટે કાંઇ પણ હલકું બોલવું એ તેની નિંદાજ છે. ને નિંદા કરનાર પાપભાગી છે. શાસ્ત્રકાર પણ કહે છે કે—**पापानां पापगणनां यः करोति नराधमः सत्यत्वे तुल्यतां याति मिथ्यात्वे द्विगुणो भवेत् ॥** જે નરાધમ પાપીઓના પાપની ગણના કરે છે. (બીજાની નિંદા કરે છે) જો એ વાત સાચી હોય છે તો તેની—પાપીની બરાબર થાય છે. અને જો જૂઠું હોય તો બેવડો પાપી થાય છે. માટે કોઇની નિંદા કરવી નહિ. કારણ કે જેની નિંદા કરી હોય તે પરંપરાદ્વારા જ્યારે સાંભળે છે

---

૧ માણસને આપણે ઓળખી શકતા નથી. બહુધા દરેક વ્યક્તિને માટે, બીજાના કહેવા ઉપરથી, પુરતો તપાસ કર્યા વિના, તે તેવો છે એમ માની લઇએ છીએ. ને પછી આપણે તેને તેવોજ ગણી, તેવીજ નજરથી જોઇએ છીએ. વેદાંત રીતે સંસારનું અધિષ્ઠાન બ્રહ્મ છે. તેના ઉપર દરેક માણસ પોતાના અંતઃકરણમાં જેવા સંસ્કારનું બળ હોય, તેવી કલ્પના કરે છે માટે તે જૂઠું છે. તેથીજ આપણે માણસને ઓળખી શકતા નથી.

ત્યારે તેને દુઃખ થાય છે. કોઇને દુઃખ દેવું એ પાપ છે. ત્યારે કોઇ **એવો પ્રશ્ન કરે કે શું દુષ્ટને દુષ્ટ ન કહેવો?** તેનો જવાબ નકારમાંજ છે, દુર્યોધને પાંડવોને (૧) લાખના ગૃહમાં બાળી મૂકયા હતા. (૨) વિષ-ઝેર-આપ્યું હતું. (૩) તેઓની સ્ત્રી દ્રૌપદીની ભરી સભામાં લાજ લેવા યત્ન કર્યો હતો. છતાં ધર્મ રાજાએ દુર્યોધનની નિંદા કરી નથી. જુઓ મહાભારત. તેમજ રામાયણમાં રામે રાવણની નિંદા કરી નથી. કહેવાનો ભાવ એજ છે કે કારણ વિના બીજાને ખરાબ કહેવો એ પણ નિંદા છે. ત્યારે કારણવશાત્ કહેવું તેનો જવાબ એ છે કે કારણની કલ્પના આપણી મરજી મુજબ કરવાની નથી. કોઇ માણસને ત્રીજા માણસની સાથે કાંઇ પ્રસંગ હોય, અને તે પુછવા આવે તો, તેના સમ્બન્ધમાં આપણને જેટલો જાતિ અનુભવ હોય, તેટલી બાબત કહેવી. તે પણ સામાના હિતને ખાતર. છેવટ કહેવાનું એ છે કે કોઇની નિંદા કરવી એ પાપ છે આનું નામ **આત્મ નિરીક્ષણ** છે.

કોઇની નિંદા કરવી એ પાપ છે એમ સમજ્યા છતાં કદાપિ કોઈની નિંદા થઇ જાય તો. વિવેકથી વિચાર કરવો કે હે મન બીજાના દોષો જોવાનો સ્વભાવ ત્યજવા જેવો છે. એમ તું જાણે છે છતાં શા માટે ત્યજતું નથી? કાળી બાજુ શા માટે જુએ છે તું તારી જાત તપાસી જો. શું તારામાં સર્વ સદ્ગુણોજ ભરેલા છે! "માણસ માત્ર ભૂલને પાત્ર" એ જનોક્તિ તુને યાદ નથી? ત્યારે તારી એ ટેવને છોડ.

બીજી રીતે પણ વિચાર કરતાં એજ અનુભવ થાય છે, કે જે માણસે ખરાબ કામ કર્યું છે; તેના કરતાં તેની ભૂલ જોઇને દોષોનું મનન કરનાર તેં વધારે ખરાબ કામ કર્યું છે. જે દોષ તને ત્યજવા જેવો લાગે છે, તેનુંજ વિવેચન તું જ્યાં ત્યાં કરે છે. એટલે તેનું ચિંતવન થઇ, અંતરમાં તેનાજ સંસ્કારો વધારે દૃઢ થાય છે. જેથી દોષની દૃઢ છાપ, નિર્મળ કરવા ધારેલા અંતઃકરણમાં ઊંડી પડી

મનને મલીન બનાવે છે. જેણે ભૂલ કરી છે, તે જો ભુલ રૂપે સમજતો હોત તો તેવી ભૂલ કરત નહિ. તે તો તેને સારૂં સમજીને કરે છે; એ તેનું અજ્ઞાન છે. તેના પોતાના કર્તવ્યથી દુઃખ ઉત્પન્ન નહિં થાય, ત્યાં સુધી તું ગમે તેટલી નિંદા કરીશ તો પણ તે વિરમનાર નથી. તો પછી તારી નિંદાથી તેને તો કશો ફાયદો થનાર નથી. ઉલટું તેના હલકા કાર્યનું તેં ચિતવન કર્યું, તેથી તારી જાતનેજ અશુદ્ધ બનાવી. તો આવા પ્રકારનું ઉલટું કાર્ય શા માટે કરે છે? કદિ કોઇ માણસ તને પૂછ્યા આવે, અને તે પોતાની ભૂલ કબૂલ કરી તેમાંથી મુક્ત થવા ઇચ્છતો હોય, ત્યારે તે દુર્ગુણ નુકશાન કરતા છે. એમ જો તું સામાને સમજાવતો હોય, તો તેમાં તને તથા તેને બેઉને લાભ છે. એવું ઉપરોક્ત સ્થળમાં છે નહિ. માટે કોઇની નિંદા કરવી એ અયોગ્ય છે. એટલુંજ નહિ પણ પાપ પથમાં દોરનાર છે. માટે નિંદાનો ત્યાગ કરવો એજ **આત્મ શિક્ષણ.**

ઉપર પ્રમાણે વિચાર કરી, નિંદામાંથી મનને પાછું વાળ્યા પછી, પ્રથમના અભ્યાસને લઇને તેવા સ્વરૂપમાં ઉતરી જવાય, ને તે વખત જો ભાન થાય તો તુરત ત્યાં અટકી પડવું. એટલુંજ નહિ, પણ પશ્ચાતાપ કરી જેની નિંદા કરી હોય તેની માફી માગવી. કદિ તે દૂર હોય, તો અંતઃકરણના ઉંડા ભાગમાં પશ્ચાતાપ કરી પ્રભુ પાસે માફી માગવી. છતાં ભૂલ થાય તો અમુક મુદત મૌન સેવવું. એ રીતે અભ્યાસ કરતાં વચનના દોષો સુધરે છે. આ રીતિને **આત્મસંયમન** કહે છે.

જે રીતે નિંદાના વિચાર કરી, તે ન કરવી એ નિશ્ચય દૃઢ કરવામાં આવ્યો. તેજ પ્રમાણે જૂઠ, કઠોરતા, વાચાળતા, તેને પણ ઉપરની યુક્તિથીજ સુધારી લેવાં એટલે વચનવડે કરીને થતા જે દોષ તે તુરત અટકી જશે. અને વચનની વક્રતાનો ભંગ થઇ તેમાં કેવળ સરલતા આવી જશે.

(૩) મનના દોષોમાં **મિથ્યા ચિંતવન** પ્રથમ છે. કર્મના દોષોમાં જેટલા બહારના પ્રતિબંધો છે; તેના કરતાં વચનના દોષોમાં ન્યૂન છે; અને મિથ્યા ચિંતવન તો મનમાં થતું હોવાથી, તેને કોઇ પણ પ્રકારનો બહિર પ્રતિબંધ નડતોજ નથી. એટલે તેમાંથી બચવું એ કામ કઠિણ છે. કારણકે આ સ્થળમાં મનુષ્ય સ્વતંત્ર છે. એટલે પોતાની મરજીમાં આવે તેવા પ્રકારના તર્કના તારો કાઢ્યાજ કરે છે. પણ તેમ કરવાથી પોતાને કેટલું નુકશાન થાય છે. એ વાત તેનાથી સમજાતી નથી. તેમની આંખે અજ્ઞાનનાં પડળ વળેલાં છે. એટલે જેમ કોઇ પુરૂષ આંગણું—ચોક—વાળી તેનો કચરો ઘરમાં નાખે, અને દેખવાની શક્તિરહિત હોવાથી, એમ સમજે કે હું મારૂં ઘર સાફ કરૂં છું. પણ દેખતાને તો તે મૂર્ખાઇજ લાગે. તેવો પ્રકાર આ મિથ્યા ચિંતવન કરનારનો છે. માટે જે રીતે પ્રથમ વિચાર કર્યો છે, તેમ અહિં પણ વિચાર કરીએ.

મહાત્મા **તુલસીદાસ** કહે છે કે **"સંકલ્પે સુખ નવ ઉપજે, વિકલ્પે દુઃખ નવ જાય, પણ મનનો એવો ધર્મ છે, વણ કલ્પે રહ્યું ન જાય."** અર્થાત્ મન કાંઇ ને કાંઇ કલ્પના કર્યાજ કરે છે. એજ તેનું મિથ્યા ચિંતવન છે. જેમ ઘડીઆળની ચાવી ભરેલી હોય છે, તો તેનું સેલેન્ડર આઘુંપાછું થયાજ કરે છે, તેમ જ્યાં સુધી વાસના છે, ત્યાં સુધી મન પણ સંકલ્પ વિકલ્પ કર્યાજ કરે છે અર્થાત્ મનનો પ્રવાહ સંસાર તરફ રહ્યાજ કરે છે. જેમ વહી જતા નદીના પ્રવાહને, જો ખેતરમાં વાળી લેવામાં આવે છે, તો ફાયદો થાય છે. તેમ ચિત્તના પ્રવાહને પણ રોકીને, આંતર્મુખ કરવામાં આવે તો ફાયદો થાય છે. માટે બુદ્ધિમાને મનને નકામા તર્કોમાં અથડાવા દેવું નહિ, પણ આત્મચિંતનમાં યોજવું. જો મન નકામું રહે તો, "નવરો બેઠો નખોદ વાળે" એ કહેવત પ્રમાણે નુકશાન કરે છે. અનેક પ્રકારના નકામા ને કુસંસ્કારો પાડી પોતાને મલિન કરે છે. માટે કશુએ કામ ન હોય તો, મનને પરમાત્માના ચિંતનમાં જોડવું.

એ અનન્ત હોવાથી કદિ ખૂટે નહિ, એટલે મન નવરૂં પડેજ નહિ. છતાં અસાવધનતાથી મિથ્યા ચિંતન કરવા લાગે તો ભાન આવતાંજ તેમાંથી પાછું વાળવું. તેમાં પણ ક્રમ રાખવો, જેથી કાર્યની સરલતા થાય. તે ક્રમ એવો કે હમેશાં જેટલો સમય સ્નાનસંધ્યાદિમાં ગાળતા હોઇએ, તેટલો વખત મિથ્યા ચિંતવન કરવું નહિ. આવા પ્રકારનો નિયમ રાખીને બેસવાથી, મન અનેક તર્કો કરવા લાગે છે. આવા પ્રસંગે સામાન્ય બુદ્ધિના મનુષ્યો અકળાઈ જાય છે. પણ ખરૂં જોતાં તે વખત અકળાવાની જરૂર નથી. ધીરજ રાખી બહાર જતા મનને વારંવાર પાછું વાળી, પ્રભુ નામ સાથે જોડવું: અને તેમાંથી તે છટકી ન જાય તે માટે તેનાપર ખાસ દેખરેખ રાખવી. પરંતુ પ્રથમથી સેવેલા પ્રમાદના અભ્યાસને લઇ, મન ભટકવા જતું રહે તો, તેને પાછું વાળી લાવવું. કંટાળ્યા વિના જો આ પ્રકારે અભ્યાસ કરવામાં આવે તો, અમુક મુદતમાં મનનો વેગ નરમ પડી જાય છે. આ રીતે મનના ઉપર આંતરદૃષ્ટિ રાખવી તેનું નામ **આત્મનિરીક્ષણ** છે.

મન કલ્પના કરતું કોઇ વખત એવું કલ્પી બેસે કે, "અમુક માણસ ખૂબ ચડી વાગ્યો છે. તેને નીચે પાડીએ તો ઠીક." આ વિચાર આવતાંજ મનને રોકી પાડવું. જો કે મન વાયુ કરતાં પણ વધારે ચંચળ છે. છતાં જો તેને વશ કરવા યત્ન કરીએ, તો ન વશ થાય એમ પણ નથી. તેને રોકવા માટે વિરાગ ને લક્ષબિંદુ રાખી, વિચારો કરવા એજ ઉત્તમોત્તમ ઉપાય છે. ઉક્ત કુવિચાર કરતાં મનને કહેવું જોઇએ કે, હે મન ! તું વૃથા કલ્પના શા માટે કરે છે. શું કોઇને ખરાબ કરવો એ સત્તા તારા હાથમાં છે ? જો હોય તો જેના વૈભવ જોઈ તું બળે છે, ને તેને નીચે પાડવાના વિચાર કરે છે. તેને બદલે તેના જેવા કે તેનાથી વધારે વૈભવ તું મેળવી લે. એટલે પછી બળવાપણું રહે નહિ. પણ દરેક માણસ પોતાના પુણ્ય પ્રભાવથીજ સુખ ભોગવે છે. તેમાં બીજાએ ઇર્ષ્યા કરવી એ નકામું છે.

આ સંસાર તો મુસાફરખાનું છે. તેમાં અનેકજણ આવે, રહે ને જાય. તેમાં કોઇનાપર ઇર્ષ્યા શા માટે કરવી જોઇએ ? તારા પગ નીચે સળગે છે, તે ઓલવવાને બદલે બીજાના તરફ દૃષ્ટિ કયાં કરે છે. ખરૂં જોતાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે તેમ आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ આત્મા–મનજ આત્માને–મનનો મિત્ર છે. ને આત્માજ આત્માને શત્રુ છે. બાકી સંસારમાં કોઈ કોઇને શત્રુ નથી. છતાં આપણે જેવા પ્રકારની ભાવનાથી સામા માણસને જોઇએ છીએ. તે પ્રમાણે થોડાજ સમયમાં તે આપણો શત્રુ અગર મિત્ર બનીને રહે છે. તેથી જગતને શત્રુ બનાવવું કે મિત્ર કરવું એ તારા હાથની વાત છે. માટે તારી કલ્પનાને શ્રેષ્ટ બનાવી, બીજાનું બુરૂં કરવા જતાં આપણુંજ બુરૂં થાય છે. શું એ જનોક્તિ તને યાદ નથી કે " ખાડો ખોદે તેજ પડે." બીજાનું બુરૂં કરવું એ તારા કબજાની વાત નથી. તો પછી નકામી બળતરા શા માટે કરવી ? જગત તંત્રની દોરી, દરેક જીવના કર્મ પ્રમાણે શ્રીપરમાત્માના હાથમાં છે. તો પછી તારી મરજી તેમાં નકામી છે. છતાં કદિ સામા મનુષ્યનાં પુણ્યનો ક્ષય થયો હોય. અને તેનું બગાડવામાં તું નિમિત્ત થવાનો હો તેથી काकतालीय न्याये તેમ બન્યું, તો પણ જો તું અભિમાન કરે છે તો તેમાં પાપનો ભાગીદાર થાય છે. એટલે બીજાનું બુરૂં કરવા જતાં પોતાનુંજ બુરૂં કરે છે, છતાં તું " શકટ નીચેનું શ્વાન " થાય તો કોઇ ના કહેતું નથી. બાકી જ્ઞાતા પુરૂષો તો કહે છે કે, " **શા માટે તમે ભાર માથે ધરો છો, વળી હું કરૂં હું કરૂં એ કહો છો; કરોને તમે ચિત્ત સાથે કરાર, લખી વાત મિથ્યા ન થાએ લગાર.** " માટે તું કર્તાજ નથી મિથ્યા કર્તાપણાનું અભિમાન કરી, જન્મ મરણના સંકટમાં સપડાય છે. તે અભિમાનને અળગું કર. ને સર્વ તંત્રના નિયામક પરમાત્મા છે, એમ સમજી શાન્ત થા. શાન્તિનો ઉપાય સમજાવતાં કહે છે કે " **વિષમ વિષયના દેશમાં આ શરીરનો રથ ચાલતાં, સંયમ લગાવી રાખજો દૃઢ રેન**

**વૃત્તિ ઝાલતાં; શુદ્ધ ચિદ્ ખૂંટે બાંધવી હય ઇન્દ્રિયોને આંતરી, તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં ફેંને ઠરી.** અર્થાત્ કલ્પના છોડી મનને સ્વરૂપ ચિંતનમાં જોડવું એનુંજ નામ **આત્મશિક્ષણ** છે.

મનને એકજ વખત સદ્‌વિચાર કરાવવાથી મન માની જાય, એ ભરૂસાપર રહી રખે તું ઠગાતો. એ મન તો 'પ્રમાથી' છે આપણા કરેલા નિશ્ચયને મથી નાખનાર છે. માટે તેને તેમાંથી છોડાવવા વારંવાર અનેક પ્રકારના સુવિચારોનું એકાગ્રતાથી મનન કરવું જોઇએ. એટલુંજ નહિ પણ મન જે જે ઇચ્છાઓ કરે, તેમાંથી તેને બચાવવા તેના ઇચ્છિત પદાર્થો તેને આપવાજ નહિ. એક મહાત્માની એવી વાત છે કે, એક વખત તેમને જલેબી ખાવાની ઇચ્છા થઈ. તેથી કોઇની પાસેથી પૈસા લઇ તેમણે જલેબી લીધી. અને પોતાની પાસે રાખી. જ્યાં સુધી મનમાં ઇચ્છા સ્ફૂર્યા કરી ત્યાં સુધી ખાધીજ નહિ. છેવટ લગભગ દોઢ માસે એ જલેબી ખરાબ થતાં ફેંકી દીધી. પણ મનની ઇચ્છા પોષી નહિ, પરિણામે એ ઇચ્છા શાન્ત થઇ ગઇ. એ રીતે અથવા એક મહાત્માને કઢી ખાવાની ઇચ્છા થઇ. તેમણે એટલી બધી ખાધી કે છેવટ વાન્તી-ઉલટી થઇ ( ઓકયા ) પુનઃ તે વાન્તી ખાધી. એ રીતે વૃત્તિને ઉપરામ કરી ટૂંકામાં મનની ઇચ્છાને ઉલટાવી પાડવી તેનું નામ **આત્મસંયમન** છે.

એજ રીતે વૈર અને અભિમાનનો પણ યુક્તિથી જય કરી શકાય છે. એટલે મનના દોષો દૂર થાય છે. તેથી મન સરલ બને છે. આ પ્રકારે દશ દોષો દૂર થતાં મન, વચન ને કર્મની એકતા બને છે. ત્રણેની એકતા એજ **સજ્જનતા** અથવા **યથાર્થ સાધુત્વ** છે. આવો સાધુજ પ્રગતિના યથાર્થ પથને સમજે છે. અને તેમાં આગળ પણ વધે છે. એટલુંજ નહિ. પણ ઉક્ત ક્રિયા સાધ્ય થતાં મુમુક્ષુ મોક્ષના દ્વાર પાસે આવી પહોંચે છે અસ્તુ. ॐ.

## तन, वचन अने मनना गुणो—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

**ભાવાર્થ**—શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનના અંતઃકરણની સ્થિતિને સમજીને કહે છે કે હે અર્જુન! તારો કર્મમાંજ અધિકાર છે, ફલમાં અધિકાર કદાપિ નથી. ( પરમાત્માના આ શબ્દો, અર્જુન પ્રતિ તો નિમિત્ત માત્ર છે. વસ્તુતઃ સામાન્ય જનસમાજ અશુદ્ધ અંતઃકરણ યુક્તજ હોય છે. તે જ્યારે ફલાશાનો ત્યાગ કરી, સ્વવર્ણાશ્રમને ઉચ્ચિત કર્મ કરે, ત્યારેજ ચિત્ત શુદ્ધ થાય છે. ) તું કર્મફલમાં કારણ ન થા, તેમ કર્મ રહિત પણ ન થા. અર્થાત્ ફલની આશા ત્યાગીને કમ કર.

ગુણ શબ્દનો અર્થ ફાયદો થાય છે. વ્યવહારમાં આપણે પૂછીએ છીએ કે કાંઈ ફાયદો થયો કે ? આ અર્થ પણ અત્રે લાગુ થાય છે. તેમ ગુણ એટલે માયાના સત્ત્વ રજ અને તમ એ ત્રણ કહેવાય છે. તેમાં રજ અને તમને દબાવી, સત્ત્વને મુખ્ય કરવો એ પણ શરીરાદિકના ગુણ ગણાય છે. અને કૈવલ્યના માર્ગમાં તેજ મુજબ મનાય છે. તેટલા સારૂજ (સત્ત્વગુણ પ્રાધાન્ય કરવાજ ) આ લેખની પ્રવૃત્તિ છે. વ્યાકરણની રીતે ગુણનો અર્થ વૃદ્ધિ થાય છે, તેને ઉન્નતિ પણ કહી શકાય. સંસારી મનુષ્યો ઉન્નતિ નામ સાંભળે છે, તો ઉત્સાહમાં આવી જાય છે. ને થોડા દિવસ તો ખૂબ ઉમંગથી મચી પડે છે, પણ તેમનો સ્વભાવ ફળ મેળવવામાં રૂઢ હોવાથી તે તુર્તજ ફળ તરફ દૃષ્ટિ કરાવે છે. અને વિચારપૂર્વક અવલોકન કરવાનો અભ્યાસ ન હોવાથી, તેમનો ઉભરો દૂધના ઉભરાની પેઠે નિરાશારૂપ પાણી પડતાં જ બેશી જાય છે. આનંદનો ભંગ થતાં મન ઢીલું થઈ જાય છે, છેવટ આરંભેલું કાર્ય છોડી દે છે. તેજ પ્રમાણે શરીરાદિના ગુણોનું મથાળું વાંચી જિજ્ઞાસુઓ તેમ કરવા તત્પર થશે.

એવા તૈયાર થએલા અધિકારીઓને અમે સૂચના કરીએ છીએ. રાજર્ષિ ભર્તૃહરિનાં વચનો તેમણે મુખપાઠ કરી રાખવાં, એમ નહિ પણ અંતઃકરણમાં અંકિત કરી રાખવાં. અને ઉત્તમ જનની પંક્તિમાં ગણાવાજ ઉદ્યોગી થવું. તે વચન એ છે કે विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥ વિઘ્નો વડે વારંવાર કર્મમાં સ્ખલન થાય, તોપણ ઉત્તમ મનુષ્યો કર્મારંભ કરીને તેનો પરિત્યાગ કરતા નથી. તે રીતને અનુસરી દૃઢ રહેવું. એટલાજ માટે આરંભમાં પરમાત્માના વચનોથીજ સૂચના કરવામાં આવી છે. અભ્યાસીઓએ કદિપણ એવો વિચાર ન કરવો કે, આટલા દિવસ થયા છતાં હજુ ફળ કેમ ન આવ્યું ? એવા સંશયમાં; તથા ક્યારે આવશે ? એવા અધૈર્યમાં; અથવા આમાં કાંઇ નથી, એવી ઉપેક્ષામાં ઉતરી, આરંભ કરેલ કર્મનો ત્યાગ કરવો નહિ, પણ પ્રભુના વચનપર વિશ્વાસ રાખી અભ્યાસ કર્યેજ જવો. મહર્ષિ પતંજલિ કહે છે કે આપણે જે કામ કરતા હોઇએ તે કામ અથવા કર્મ; **સત્કારપૂર્વક નિરંતર અને દીર્ઘકાળ સુધી કરવું.** ત્યારેજ તેના સંસ્કાર દૃઢ થાય છે. માટે જિજ્ઞાસુએ પણ આગળ જે ગુણો કહેવામાં આવ્યા છે, તેનું ધૈર્ય, શ્રદ્ધા અને ખંતપૂર્વક યથાર્થ રીતે બાર વર્ષ સુધી સેવન કરવું ત્યારેજ તેમાં દૃઢ થવાય છે.

કદિ કોઇ એવો વિકલ્પ કરે કે, આપણે ગુણોને સિદ્ધ કરી શક્યા નહિ, અને વચ્ચેજ શરીર પડી જાય તો ? તેનો જવાબ એજ છે કે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે પ્રતિજ્ઞાપૂર્વક કહે છે न मे भक्तः प्रणश्यति મારો ભક્ત નાશ પામતો નથી, માટે કશી ચિન્તા કરવાની નથી. પણ પોતાનો નક્કી કરેલો અભ્યાસજ સતત–હમેશાં કર્યાજ જવાનો છે. જેથી પરિણામે માનવ જન્મની સાર્થકતા થઇ આનંદનો અનુભવ થાય. ॐ

સ્થૂલ પ્રદેશપર રમણ કરનાર માણસોનો સ્વભાવ એવો છે કે, તેને કાંઇક પણ આલંબન–આધાર જોઇએ. તેથી શાસ્ત્રકારોએ અમુક

પ્રકારના દોષોનો નિષેધ કરીને ગુણોને વિહિત ઠરાવ્યા છે. જેમ તન-મનાદિકના દોષ દશ ત્યાગ કરવાના કહ્યા. તેમ ગુણો પણ ગ્રહણ કરવાના હોય છે, ત્યારે જ અંતઃકરણની સ્થિરતા થાય છે. પ્રથમાવૃત્તિમાં માત્ર દશ ગુણોનુંજ વર્ણન કરવામાં આવ્યું હતું. તેનો અત્રે કરવા ધારેલ વર્ણનમાં સમાવેશ થઇ જતો હોવાથી, બીજી આવૃત્તિમ તેનું જૂદું વિવેચન કર્યું નથી. પણ અંદરજ સમાવી દેવામાં આવ્ય છે તે સુજ્ઞોને સમજાય તેમ છે.

તન, વચન અને મનમાં ધારણ કરવાના જે ગુણો છે તેને શ્રીકૃષ્ણ પરમાત્મા કાયિકાદિ તપ કહે છે. તેનો પુરૂષ વા સ્ત્રી જેમ જેમ અભ્યાસ કરે છે, તેમ તેમ તેના સંસ્કાર અંતઃકરણમાં દૃઢ થત જાય છે. અને તેનું બળ જામતાં પછી તેવાજ પ્રકારની ટેવ પ છે. એટલે અશુભ વાસનાનો નાશ થઇ, શુભ વાસના બંધાય છે. છેવ શુભ વાસનાના અભિમાનનો ત્યાગ કરવાથી, ઉભય પ્રકારની વાસન નાશ પામે છે, એટલે પરિણામે તે કૈવલ્ય સુખ–મોક્ષમાં ઠરે છે બાબત તો આટલી જ છે. પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વમુખે કહે છે **मम माया दुरत्यया ॥** મારી માયાને પાર જવું કઠિણ નહિ પણ કઠિણતમ છે. શાસ્ત્ર કથનને પુરૂષ યથાર્થ સમજવા યત્ન ન કરે તો લાભને બદલે હાનિજ હાથ કરે છે. એ સમજે કે હું આગળ વધું છું-ગતિ કરૂં છું, પણ તેની ગતિ તેલીના બળદ જેવી હોય છે. માં પ્રથમ શરીર વગેરેના ગુણોનું વર્ણન કરીએ. વેદાન્ત શાસ્ત્રમાં એવે નિર્ણય છે કે મુક્ત–અથવા જ્ઞાનીનાં જે સ્વભાવસિદ્ધ લક્ષણ, તેજ જિજ્ઞાસુનાં સાધન છે. એટલે મુમુક્ષુએ અભ્યાસ કરી તેને અપના વવાનાં હોય છે. તો તેનું સ્વરૂપ જરૂર સમજવું જોઇએ. માં દરેકના સ્વરૂપનું અત્રે વિવેચન કરીશું, તો તે અસ્થાને ગણાશે નહિ

## तनना गुणो.

ચોરી, યારી અને હિંસા એ ત્રણ દોષો દૂર કરવાના વિચારન સાથે ગુણોનો અભ્યાસ પણ કરવો જોઇએ. નહિતો મનમાં પ્રમાદને

પ્રવેશ થાય. ત્યારે પ્રથમ શરીર પાસે કેવો અભ્યાસ કરાવવો તે શ્રીકૃષ્ણ પરમાત્માના જ વચનોમાં કહીશું—

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥**

**ભાવાર્થ**—(૧) બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, અગ્નિ વિગેરે દેવ કહેવાય છે. તેમનું પૂજન કરવું. તેનું નામ દેવ પૂજન કહેવાય છે. હિંદુસ્તાનમાં અભાગે એવું કોઇ ગામડું હશે. કે જેમાં દેવાલય ન હોય. બહુધા નાનાં કે મોટાં શહેરો અને ગામોમાં ત્યાંના પ્રમાણમાં જરૂર દેવાલયો હોય છે. અને ભાવિક પુરૂષો તેમનાં દર્શન વિગેરે કરે છે, ઘણા મનુષ્યો પોતાના ઘરમાં પણ દેવપૂજા રાખે છે. છતાં એ પૂજાનો જે રીતે ઉપયોગ થવો જોઇએ. તે રીતે થતો નથી. જે દેવપૂજા મનુષ્યોને સરલ બનાવી ઉન્નતિને માર્ગે લઇ જનાર છે. તેને બદલે મનુષ્યોનું અજ્ઞાન, અને વાડા બાંધનારા આચાર્યના એકપક્ષી ઉપદેશને લઇ, સામાન્ય મનુષ્યો દેવોને પણ નાના મોટા ગણવા મંડી પડે છે. એટલે શિવને ભજનારા એમ સમજે છે કે શિવ મોટાને બીજા ન્હાના. વિષ્ણુને ભજનારા એમ માને છે કે વિષ્ણુ મોટા. તેમાં વળી વલ્લભી સંપ્રદાયવાળા તો કોઇ વિચિત્રજ આગ્રહ ધરાવનારા છે. આવા પ્રકાર જે બને છે. તેમાં જાતે માણસો અજ્ઞાન હોવાથી ધર્મને નામે ધર્મ અને ઇશ્વરને વગોવે છે. આવા પુરૂષો માત્ર એટલોજ વિચાર કરે કે, જગન્નિયંતા પરમાત્મા કાંઈ પાંચ દશ હોઇ શકે નહિ. સર્વ સંસારનો નિયામક ઇશ્વર એક જ છે, તેનાંજ ભિન્ન ભિન્ન નામ છે. માટે ગમે તે નામથી પરમેશ્વરને ભજે, એમાં કોઇ પ્રકારની હરકત નથી. બધા નામ એકજ પરમેશ્વરનાં છે. એ વાત સ્વયં શ્રુતિ કહે છે કે **त्वं ब्रह्मा त्वं विष्णुः त्वं शिवः** ટુંકામાં શ્રુતિનું કહેવું એજ છે કે—હે પરમાત્મા તમે બ્રહ્મા છો, તમેજ વિષ્ણુ છો, તમેજ

શિવ છો, સર્વરૂપે તમેજ છો એમ શ્રુતિ વચનને અનુસરી, એક પરમાત્માને ભજવા, અને રાગદ્વેષ તજવા. સર્વ નામ પરમેશ્વરનાં માટે તમને જે રૂચે તે પરમેશ્વરનું નામ લ્યો, એમાં કશી હરકત નથી. જે દેવની મૂર્તિપર તમને પ્રેમ હોય, તેની ખુશીથી પૂજા કરો. ચ તે સર્વત્ર વ્યાપક છે, તેમનીજ સર્વત્ર સત્તા છે, એ ભાવના જેટ વૃદ્ધિ પામે તેટલે અંશે તમે દેવની યથાર્થ પૂજા કરી છે, તે સમજવું. એજ યથાર્થ પૂજા છે, ને દેહથી થતા દોષોમાં બચાવનાર છે.

સદાચાર સંપન્ન બ્રાહ્મણને દ્વિજ કહેવામાં આવે છે. આચાર મુખ્ય પાયો ગર્ભાધાનાદિ સોળ સંસ્કારો છે. જે બ્રાહ્મણોમાં બહુ ફારસ સમાનજ કરવામાં આવે છે. હાલમાં એવી કહેવત ચાલે કે—“**શહેરમાંથી સંધ્યા ને ગામડામાંથી ગાયત્રી ગઈ**” કે અંશે તે વાત સત્ય છે. એટલે બ્રાહ્મણો જેટલા આચાર હીન થ તેટલી તેમની તૃષ્ણા વૃદ્ધિ પામી છે. અને બ્રાહ્મણો અધમતા ઉતરતા જાય છે. **वर्णानां ब्राह्मणो गुरुः ॥** “વર્ણોના ગુરૂ બ્રાહ્મ છે.” એ મહાન પદવીધર બ્રાહ્મણો જ્યારે સદાચાર સંપન્ન જોવા આવે ત્યારે સર્વ પ્રકારથી તે પૂજ્ય છે. તેમજ પિતા, મા આચાર્ય અને વૃદ્ધ પુરૂષોને ગુરૂ કહેવામાં આવે છે. તેમનું સન્માનાદિ તથા આજ્ઞાપાલન, નમસ્કાર વિગેરેથી પૂજન કરવું જોઈએ પ્રાજ્ઞ–જ્ઞાની–બ્રહ્મનિષ્ટ પુરૂષ પણ પૂજ્ય છે. આ સર્વનુ પૂજન દેહદોષમાંથી બચાવનાર છે.

(૨) **શૌચ**—શૌચ એટલે પવિત્રતા. પવિત્રતા બે પ્રકારની એક બહારની અને બીજી અંદરની. માટી અને જળવડે શરીર શુદ્ધિ થાય છે. જળમાં સ્નાનનો પણ સમાવેશ થઈ જાય છે. સ્નાન ન કરવાથી શરીરમાં મેલ ભરાય છે, તેના યોગથી રોગ થાય. તેથી મનોવૃત્તિ રોગમાં રહે છે, એટલે શરીરના ચિંતનથી તમોગુ

વધે છે એટલે પ્રમાદ થાય છે. આ રીતે સ્નાન ન કરવાથી રોગ અને પ્રમાદ બેઉ થાય છે, માટે નિત્ય સ્નાન કરવું જોઇએ. સ્નાનની વિધિ સિદ્ધ થતાં કેટલાએક પુરૂષોના મનમાં એવું લાકડું ભરાઇ બેસે છે કે, સ્નાન કર્યા પછી કદિ કોઇ તેને સ્પર્શ કરે તો તેનાપર ક્રોધ કરે છે. એ રજોગુણનું કાર્ય છે. તે સત્વભાવને બગાડે છે. માટે સાત્વિક-ભાવના પોષવી હોય તો, સ્નાન કર્યા પછી ક્રોધ કરવો એ કોઇ રીતે યોગ્ય નથી. આ ઉપરથી એમ પણ સમજી બેસવાનું નથી કે, ત્યારે સ્નાન કરી બધે અડકાઅડક કરી મૂકવું. ન અડાય એજ વધારે ઉત્તમ છે. છતાં કદિ કોઇ સ્પર્શ કરે તો તેનાપર ક્રોધ કરવો નહિ. શાન્તિ રાખી, મનના સમાધાન માટે ફરી સ્નાન કરવું. પણ ક્રોધ તો કરવો જ નહિ. ક્રોધ કરવાથી દંભ વધે છે. અને દંભ ઉન્નતિના રસ્તાનો અવરોધ કરનાર છે. તેથી લાભને બદલે હાનિ કરે છે. ટુંકામાં કહેવાનું તાત્પર્ય એ છે કે, શરીર શુદ્ધિ એ સ્થૂલ છે અને આંતર-મનશુદ્ધિ સૂક્ષ્મ છે. તે શરીરશુદ્ધિ કરતાં ઉત્તમ છે. માટે શરીર શુદ્ધિ મનને બગાડે તેવી મુખ્ય ન રાખવી, પણ મનની પવિત્રતાને વધારે એવીરીતે ગૌણ રાખવી, પણ લોકમાં તો તેનાથી અવળું જ દેખાય છે. સર્વ મનુષ્યો શરીરની શુદ્ધિને જ વળગી રહે છે. મનની શુદ્ધિપર ધ્યાન અપાતું નથી કારણકે મનની શુદ્ધિમાં સ્વાર્થનો ભોગ આપવો પડે છે. માટે શરીરના દોષોમાંથી છૂટવા ઉભયપ્રકારની શુદ્ધિમાં લક્ષ રાખી પ્રવૃત્તિ કરવી. જેવીરીતે શરીરશુદ્ધિના સ્વરૂપને સમજાવવામાં આવ્યું છે તેમ મનશુદ્ધિનો પણ વિચાર કરીએ.

શ્રુતિ ભગવતી કહે છે કે–**आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवा स्मृतिः ॥** આહારની શુદ્ધિથી સત્ત્વ–અંતઃકરણની શુદ્ધિ થાય છે. અંતઃકરણની શુદ્ધિ થવાથી સ્મૃતિ ધ્રુવ થાય છે. માટે સર્વથા પ્રથમ મનની શુદ્ધિ ઇચ્છનારે આહારપર ધ્યાન આપવું જોઇએ. ધર્મ અને નીતિપૂર્વક કરેલી કમાણીથી જે અન્ન લાવવામાં આવે, તેનો

પાક બનાવવામાં આવે, પછી તૈયાર કરેલા પાકની શુદ્ધિ માટે પંચ મહાયજ્ઞ કરવા જોઈએ. પંચ મહાયજ્ઞનું સ્વરૂપ મહર્ષિ મનુ કહે છે કે–

**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।**
**होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥**

**ભાવાર્થ**—અધ્યાપન-ભણાવવું અને અધ્યયન-ભણવું એને **બ્રહ્મયજ્ઞ** કહે છે. તર્પણ કરવું તેને **પિતૃયજ્ઞ** કહે છે. અગ્નિમાં હોમ કરવો તેનું નામ **દેવયજ્ઞ** છે. ભૂતોને બલિદાન આપવું તે **ભૂતયજ્ઞ** કહેવાય. અતિથિનું પૂજન કરવું તે **મનુષ્યયજ્ઞ.** આ પાંચ પ્રકારના યજ્ઞો કરવાથી, ગૃહસ્થાશ્રમી પુરૂષના ઘરમાં હમેશાં થનારાં (૧) ચુલાથી (૨) ઘંટીથી (૩) ખાંડવાથી (૪) કચરો કાઢવાથી (૫) પાણીઆરાથી. એ પાંચ પ્રકારનાં પાપોથી તેમનું અન્ન દૂષિત હોય છે. તે દોષો દૂર થાય છે અને અન્ન શુદ્ધ થાય છે. એ શુદ્ધ અન્નનું ભક્ષણ કરવાથી જ મન શુધ્ધ થાય છે. કેમકે શ્રુતિ કહે છે– **अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥** મનુષ્ય જે અનાજ ખાય છે તેના ત્રણ ભાગ પડે છે. અન્નમાંનો જેટલો સ્થૂલભાગ છે, તેની વિષ્ટા થાય છે અને મળ–મેલારૂપે બહાર નીકળી જાય છે. જે મધ્યમ સત્ત્વ છે તેનું માંસ બને છે. છેવટનો જે સૂક્ષ્મ વિભાગ છે, તેનું મન બને છે. માટે જ છેવટ શ્રુતિ કહે છે કે **अन्नमयं हि सोम्य मनः ।** હે પ્રિય દર્શન! મન અન્નમય છે. એટલે જેવું અન્ન ખાય તેવા પ્રકારનું મન થાય. માટે શુદ્ધ અન્નનું ભક્ષણ કરવું જોઇએ. તેપર લક્ષ રાખી શ્રીકૃષ્ણચંદ્ર કહે છે કે **यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्विषैः ॥** યજ્ઞ કરતાં બાકી રહેલું ખાતો છતો સર્વ પ્રકારનાં પાપોમાંથી મુક્ત થાય છે. માટે ઉપર કહ્યા પ્રમાણે આહાર કરનારનો જ શુદ્ધ આહાર ગણાય છે ‒ કરનારનું જ મન શુદ્ધ થાય છે. આ પણ એક પ્રકારની પવિત્રતા તે શરીરને દોષમાં પડતાં બચાવે છે.

કેટલાએક માણસો શાસ્ત્ર મર્યાદા સમજ્યા વિના, છાશ વિગેરે નો આહાર કરી પોતાની મ્હોટાઇ પામરો પાસે કરાવે છે. પણ તેવી જાતના આહારો રજોગુણને તમોગુણને વધારનારા હોવાથી મનુષ્યોને તે ઉલટે રસ્તે લઇ જનારા છે. માટે વિવેકીએ તેવા ખરાબ આહારો કરવા નહિ. તેમ તેવો આહાર કરનારને ઠીક સમજવા નહિ. પણ સાત્વિક આહાર જ ઉત્તમ છે. ને જિજ્ઞાસુએ તેનું જ સેવન કરવું. આહારના અને મનોભાવના રહસ્યને નહિ સમજનારા, કેટલાએક બબડે છે કે–" પંખી પત્થર ખાતહૈ, વાકોં સતાવે કામ: માલ મલીદા જો જમૈ, ઉનકી જાનૈ રામ " કહેનારનો ભાવ એ છે કે, કબુતરો કાંકરા ખાય છે, છતાં તેને કામ સતાવે છે. ત્યારે જે માલ મસાલા ખાય છે, તેની વાત તો રામ જાણે. આવા ભાષાના વિચારો સામાન્ય માણસો જ્યારે સાંભળે, ત્યારે તેમને બિચારાને શાસ્ત્રનું જ્ઞાન નહિ હોવાથી તે ઠીક સમજે. પોતાના અજ્ઞાનથી કોઇ સજ્જનની નિંદામાં ઉતરી એવડું પાપ વહોરે છે. માટે જિજ્ઞાસુએ આવી બાબતમાં સાવધાન રહેવું. ભાષામાં બોલનારાઓને શાસ્ત્ર જ્ઞાન હોતું નથી. જો સ્નિગ્ધ પદાર્થો કામને વધારનાર હોત તો, શ્રીકૃષ્ણ પરમાત્મા તેને સાત્વિક આહારમાં ગણત જ નહિં. પણ આજકાલના લેભાગુઓ વાડો વધારવાની ઇચ્છાથી, મેંઢાજેવાં અજ્ઞાની લોકોને ગમે તેમ બહેંકાવી અથડાવે છે. ને પોતાનું અજ્ઞાન ઉઘાડું પાડે છે. કામનું મૂળ રજોગુણ છે. તો રાજસીવૃત્તિને વધારનાર આહાર કદિ કરવો નહિ. પણ સાત્વિક આહાર અવશ્ય કરવો. તેનું સ્વરૂપ સ્વયં ભગવાન કહે છે કે–**आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः । रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥** આયુષ્ય, સત્વ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનાર તથા રસવાળા, ચીકણા, ઘણો વખત રહી શકે તેવા, અને મનને પ્રસન્ન કરે–ગમે તેવા આહારો સાત્વિક કહે છે. જેટલું સુખપૂર્વક પાચન કરી શકાય તેટલું ખાવું. તેનું નામ અલ્પ આહાર છે. આવો સ્વલ્પ અને સાત્વિક આહાર મનને શુદ્ધ

કરનાર છે. તે સાત્વિક હોવાથી રજોગુણને દબાવનાર છે. અ
રજોગુણ જેનું મૂલ કારણ છે. તે જ્યારે દબાય, ત્યારે તેના કા
કામની તો તાકાત શી કે ઊંચું માથું કરી શકે ? તો મનની પવિત્ર
માટે શુદ્ધ આહાર અવશ્ય કરવોજ. અનીતિથી ઉત્પન્ન કરેલું અ
મદ્ય, માંસ, જૂઠું, ઠંડું એવા પદાર્થો ખાવા નહિ. ગુરૂપ્રસાદ
પ્રભુપ્રસાદ જૂઠામાં ગણાતા નથી. એતો મન મળને હરનારા છે. મા
તે બાબત લક્ષમાં રાખી પવિત્રતા સાધવી.

(૩) આર્જવ—સરલતા એટલે અંતઃકરણની અકુટિલતા. તે
વર્ણન તો આગળ માનસતપમાં કરવામાં આવશે. પણ અત્રે
સરલતાનો અર્થ એમ સમજવાનો છે કે, શાસ્ત્રવિહિત કર્મમાં
પ્રવૃત્તિ, અને શાસ્ત્રનિષિદ્ધ કર્મમાંથી નિવૃત્તિ, તે સરલતા
શાસ્ત્રના વચનમાં આશંકા કર્યા વિના, વિચારપૂર્વક તેની આજ્ઞા
અનુસરવું તેનું નામ સરલતા છે. જોકે શાસ્ત્રનાં વચન, તન મ
અને વચન સર્વને લક્ષીને કહેવામાં આવ્યાં છે. તેમાંથી કર્મ, જે
શરીરની મુખ્યતા છે. તેને લગતાં વચનો સમજવાનાં છે.

(૪) બ્રહ્મચર્ય—આરંભમાં બ્રહ્મચર્યના સ્થૂલ સ્વરૂપને સમજાવ
ભગવાન્ ભાષ્યકાર કહે છે કે--

**स्मरणं दर्शनं स्त्रीणां गुणकर्मानुकीर्तनम् ।**
**समीचीनत्वधीस्तासु प्रीतिः संभाषणं मिथः ॥**
**सहवासश्च संसर्गोऽष्टधा मैथुनं विदुः ।**
**एतद्विलक्षणं ब्रह्मचर्यं चित्तप्रसादकम्**

**ભાવાર્થ**—સ્ત્રીઓનું **સ્મરણ** કરવું, તેણીઓનું **દર્શન** કરવું
સ્ત્રીઓના ગુણો અને કર્મોનું **કીર્તન** કરવું, તેઓમાં **સમીચી**
બુદ્ધિ રાખવી, તેણીઓની સાથે **પ્રીતિ**પૂર્વક **સંભાષણ** કરવુ
સ્ત્રીઓના **સહવાસ**માં આનંદ માનવો, તેનો **સંસર્ગ** કરવો.

આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે. તેનાથી ઉલટો પ્રકાર તેનું નામ બ્રહ્મચર્ય. બ્રહ્મચારીએ તો ફક્ત આઠે પ્રકારના બ્રહ્મચર્યનું પાલન કરવું. પણ જે ગૃહસ્થાશ્રમી પુરૂષ છે, તેમણે પરસ્ત્રી માટે તો ઉપર પ્રમાણેજ બ્રહ્મચર્ય પાળવું, પણ પોતાની સ્ત્રીને માટે મહર્ષિ મનુ આજ્ઞા કરે છે તે પ્રમાણે વર્તવું. મનુજી કહે છે–निंद्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् । ब्रह्मचार्येव भवति यत्रतत्राश्रमे वसन् ॥ નિંદિત આઠ તથા અન્યરાત્રિઓનો પરિત્યાગ કરી, જે ગૃહસ્થાશ્રમી પુરૂષ ઋતુમતિ સ્ત્રીને વિષે ગમન કરે છે; તે ગમે તે આશ્રમમાં રહે છે છતાં બ્રહ્મચારી કહેવાય છે. ટુંકામાં શાસ્ત્રનિષિધ મૈથુનથી નિવૃત્તિ તેજ બ્રહ્મચર્ય છે.

(૫) અહિંસા—તેનું સ્વરૂપ સમજાવતાં શ્રીમહાભારતના મોક્ષ પર્વમાં લખ્યું છે કે—

> यथा नागपदेऽन्यानि पदानि पदगामिनां ।
> सर्वाण्येवाऽपधीयन्ते पदजातानि कौंजरे ॥
> एवं सर्वमहिसायां धर्मार्थमपि धीयते ॥

**ભાવાર્થ**—જેમ હાથીના પગલામાં સર્વપાદથી ચાલનાર પ્રાણીનાં પગલાં સમાઇ જાય છે. તેજ પ્રમાણે ધર્માદિ સર્વ અહિંસામાં સમાઇ જાય છે. એ શરીરના દોષમાંથી બચાવનાર મુખ્ય છે. અહિંસાનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે **"આશ્રમ વિહિત નિત્ય કર્મના અવિરોધ કરીને, સર્વકાલે, સર્વ અવસ્થામાં, તથા સર્વ દેશમાં, સર્વ પ્રાણીને; મન, વાણી, અને કાયાએ કરીને દુઃખની ઉત્પત્તિ ન કરવી તે"** મૂળ શ્લોકમાં 'ચ' છે તેથી 'અસ્તેય' ચોરી ન કરવી તે અને 'અપરિગ્રહ' કોઇનો પરિગ્રહ ન કરવો તે. આ રીતે દેવપૂજનથી લઇને અહિંસા સુધી સર્વ શારીર તપ કહેવાય છે. શરીરની પ્રધાનતાથી જે તપસિદ્ધિ થાય છે તેનું નામ શારીરતપ

નથી. કારણકે શ્રીમદ્ ભગવદ્ગીતાના અઢારમા અધ્યાયમાં ભગવાને અધિષ્ઠાન, કર્તા, કરણ, ચેષ્ટા અને દૈવ એ પાંચેને સર્વ કર્મોની કરણતામાં કથન કરેલ છે.

કેટલીએક ટીકાઓમાં પ્રાજ્ઞ શબ્દનો અર્થ બ્રહ્મવેત્તા પુરૂષ કરેલો છે. તેને આધારે અત્રે પણ તેવો અર્થ કરવામાં આવ્યો છે. તેનું રહસ્ય એ છે કે 'હું બ્રહ્મરૂપ છું' એવી પ્રજ્ઞા–બુદ્ધિ જે પુરૂષને પ્રાપ્ત થઇ છે. તેનું નામ પ્રાજ્ઞ છે. દ્વિજ શબ્દથી દ્વિજાતિનું કથન કરી, શ્રીકૃષ્ણ ભગવાને પ્રાજ્ઞ પુરૂષને જૂદો પાડયો છે. તેમાં હેતુ એ છે કે, પૂર્વનાં અનેક જન્મોનાં પુણ્ય પ્રભાવથી ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. ઇશ્વરની પ્રસન્નતાથી બ્રહ્મનિષ્ઠા, દ્વિજાતિ સિવાય શૂદ્રોને પણ પ્રાપ્ત થઇ શકે છે. જેમ વિદુર, ધર્મવ્યાધ વિગેરે. આરીતે બ્રહ્મનિષ્ઠા શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે. માટે શૂદ્રાદિક પણ શ્રેષ્ટ માનવા યોગ્ય છે.

## વચનના ગુણો.

નિંદા, જૂઠ, વિગેરે જે વચનના દોષો છે. તેને ત્યજવાનો પ્રકાર તો બતાવવામાં આવ્યો છે. પણ તેની ખાલી પડેલી જગોએ ગુણોને ઠરાવવા જોઇએ. તો કેવા પ્રકારના ગુણો વાણીમાં વસાવવા તે અત્રે સ્પષ્ટ કરવામાં આવે છે.

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥**

**ભાવાર્થ**—(૧) વાચિકતપ જે વાક્ય ઉદ્વેગ કરનાર નહોય અર્થાત્ કોઇપણ સાંભળનાર પ્રાણીને, જે વાક્ય દુઃખ ઉત્પન્ન કરતું નથી. તથા જે વાક્ય સત્ય છે. સત્ય શબ્દનો યથાર્થ અર્થ તો જેનો ત્રણેકાળમાં નાશ ન થાય તે સત્ય એવો છે. પણ અત્રે તો સત્ય એ વાક્યનું વિશેષણ છે. તો સત્યં વાકયનું સ્વરૂપ કેવું હોય તે સમજાવતાં શ્રી ભગવાન્ ભાષ્યકાર કહે છે કે–**यथादृष्टस्य यथाश्रुतस्य चात्मानुभवस्य परबुद्धिसंक्रान्तये तथैवोच्चार्यमाणा वाक्सत्यमुच्यते ।** જેવું જોયું હોય, જેવું

સાંભળ્યું હોય અને પોતે જેવું અનુભવ્યું હોય, તે જ્યારે બીજાની બુદ્ધિમાં ઉતારવામાં આવે–કહેવામાં આવે. ત્યારે તેજ પ્રમાણે ઉચ્ચારેલી વાણી તે સત્ય કહેવાય છે. તેમ તે વાક્ય કોઇ પ્રમાણમૂલક પણ હોવું જોઇએ. વળી તે વાક્ય પ્રિય હોવું જોઇએ. એટલે વાક્ય બોલતાંજ સાંભળનારની કરણઇન્દ્રિયને પ્રિય લાગે. તથા બોલેલું વાક્ય હિતકારક હોય. એટલે પરિણામે પણ સાંભળનારનું હિત કરનાર હોય. ટુંકામાં જે વાક્ય બોલવામાં આવે તે અનુદ્વેગકર, સત્ય, પ્રિય અને હિતકર હોવું જોઇએ. એવા પ્રકારનું વાક્ય બોલવું, તેનું નામ વચન સમ્બન્ધી તપ છે. જે વાક્ય સત્ય હોય પણ જો પ્રિય, હિત, અને અનુદ્વેગકર ન હોય તો, તે વાક્યથી તપસિદ્ધિ થતી નથી, તેમ સાંભળતાં જે વાક્ય પ્રિય હોય. પણ તે સાથે હિતકર અને સત્ય ન હોય. તો તે પણ નકામું જ છે. તેમજ કોઈ વાક્ય હિતકર હોય, પણ જો તે સત્યને અનુસરતું ન હોય તો, તેથી પણ વાઙ્મય તપની સિદ્ધિ થતી નથી. દાખલા તરીકે થોડીક અનીતિ કરતાં પોતાના મિત્રને લાખરૂપીઆ મળી જતા હોય. તેમાં પણ એ અનીતિ એવા પ્રકારની હોય, કે બહારનાં માણસો જાણે પણ નહિ. તેવી અનીતિ કરવાની આપણે હા કહીએ, તો તેથી મિત્રને લાખ રૂપીઆ મળે છે. એનો અર્થ આપણે એવો કરીએ કે આપણે આપણા મિત્રનું હિત કર્યું. પણ જો જ્ઞાનપૂર્વક વિચાર કરવામાં આવે તો સમજાય, કે આપણે મિત્રનું અહિત જ કર્યું કહેવાય. કેમકે નીતિકાર કહે છે કે अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति। प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥ અન્યાય–અનીતિથી પ્રાપ્ત કરેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે. ને અગ્યારમું વર્ષ આવતાં પ્રથમનું જે હોય છે, તેને પણ સાથે લેતું જાય છે. એટલે મૂલસહિત નાશ પામે છે. માટે એવું વચન હિતકારક ન કહેવાય. ટુંકામાં કહેવાની મતલબ એ છે કે ચારે વિશેષણ વિશિષ્ટ વચનજ યથાર્થ હોઇ, વચનના તપનું સાધક છે. જેમ કોઇને કહેવામાં આવે કે "હે વત્સ શાન્ત થા,

**વેદાભ્યાસ કર. ચિત્તના નિરોધરૂપ યોગને સાધ. તેથી તારૂં કલ્યાણ થશે."** આ વાક્યમાં અનુદ્વેગ કર, સત્ય, પ્રિય, અને હિત એ ચારે વિશેષણ છે. એવા વાક્યના ઉચ્ચારણનું નામ વાઙ્મય તપ છે. એનેજ વાચિક તપ કહે છે.

(૨) **સ્મરણ**—જ્યારે બોલવાનો પ્રસંગ આવે ત્યારે કેમ બોલવું એતો પ્રથમ જણાવ્યું. પણ કાંઇ આખો દિવસ બોલવાનું હોતું નથી. તેથી અન્ય સમયમાં ફુરસદ હોય ત્યારે ઇશ્વરનું સ્મરણ કરવું. તેથી પણ વાણીમાં ઉત્તમ સંસ્કાર પડે છે. માટે પ્રભુ સ્મરણ કરવું. અર્થાત્ શ્રીસદ્ગુરૂદ્વારા પ્રાપ્ત થએલ વૈદિકમંત્રનો જપ કરવો. બીજા બહુ જાતના યજ્ઞો છે ખરા. પણ જપયજ્ઞ એ તો ઇશ્વરનું સ્વરૂપ છે. શ્રીકૃષ્ણચંદ્ર કહે છે કે **यज्ञानां जपयज्ञोऽस्मि** । યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું. વળી **जपतो नास्ति पातकं** જપથી પાપનો નાશ થાય છે. માટે જપ કરવાથી વચનના દોષ નાશ પામે છે. પણ જપનો અર્થ એવો નથી કરવાનો કે મોઢેથી પોપટની પેઠે માત્ર રામ રામ બોલવું, અગર પાંચ પચીશ માળાઓ તાણી નાખવી. એવું સ્મરણ તો કરનારાઓનો પાર નથી. કેટલાએક ભકતો ભેળા થઇ તાળીઓ પાડી, ભગવાનના નામની ધૂમ મચાવે છે, પણ તે બધો ઉપરનો પ્રકાર છે. કારણ તેના મનનો પરિચય કરવાનો વખત આવે ત્યારે જોઇએ તો, હજારો વર્ષ નર્મદાના નિર્મળ પ્રવાહમાં રાત દિવસ પડી રહેલા પત્થરના જેવું હોય છે. અર્થાત્ જરા ટકોર મારતાં અંદરથી અગ્નિ ઝરે છે. ત્યારે સ્મરણ કેવું કરવું જોઇએ ? તેનો જવાબ કોઇ ગુજરાતી કવિના દોહરાથી આપીશું કે, "**સમરણ કરીએ સ્નેહથી, સદા વસી મન માંહ્ય, પ્રેમે ઉર ધરે હિસે, પારો પાણી માંહ્ય.**" કહેવાનો ભાવ એ છે કે જે નદીમાં ઉનાળામાં ગામની નજદિક પાણી ન રહેતું હોય, તો ગામ લોકો ચોમાસામાં તેનો ઉપાય કરે છે. તે આવી રીતે, જ્યારે નદીમાં પૂર આવે, ત્યારે ઉપરના ભાગમાં થોડે દૂર જઇ પાણીમાં પારો નાખે છે. પારો ભારે હોવાથી તે પ્રવાહની નીચે જમીનપર પડે

છે, ને પોતાના સ્વભાવ પ્રમાણે જમીનમાં ઊતરવા માંડે છે, એમ પ્રવાહ સાથે માટી તણાવા લાગે છે. એટલે જમીન ખોદાય છે તે ગામ પાસે આવતાં પારો ઊંડો ઉતરે છે. એટલે મોટો ખાડો પડે છે તેને હ્રદ–ધરો કહે છે. તેમાં બારે માસ પાણી ભરાઇ રહે છે. તેમ સ્મરણ કરનારે વૃત્તિઓનો નિરોધ કરીને એવું સ્મરણ કરવું કે તેના દઢ સંસ્કાર અંતઃકરણના ઊંડા ભાગમાં પડે. જેથી મનમાં પ્રભુ પ્રેમના પ્રભાવથી સદાએ નામ સ્મરણ બન્યું રહે. જો આવા પ્રકારથી પ્રભુ ચિંતન કરવામાં આવે તો તેનું કામ થઇ જાય છે. કારણ પરમાત્મા પોતેજ કહે છે કે--

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

**ભાવાર્થ**—અભેદ ભાવથી હુંજ ભગવાન્ વાસુદેવ છું. એમ ચિંતન કરતાં અદ્વૈત દૃષ્ટિથી જેઓ ઉપાસના કરે છે, તે સદા જોડાએલાનાં યોગ એટલે અપ્રાપ્તિથી પ્રાપ્તિ, અને ક્ષેમ એટલે પ્રાપ્ત થએલનું રક્ષણ, તે હું કરૂં છું. માટે ચિંતન કરનારે પરમાત્માનું હૃદયના પૂરાભાવથી ચિંતન કરવું. પરમાત્માનાં અનન્ત નામ છે. તો રામ, કૃષ્ણ, શિવ, જગદંબા, ગણેશ, સૂર્ય. ગમે તે નામથી સ્મરણ કરો. તેની ઇશ્વરના યથાર્થ સ્વરૂપને સમજનારાઓ તકરાર કરતા નથી. કારણ સર્વ નામ પ્રભુનાં છે. છતાં કેટલાક વાડાની ખાડમાં પડી ભેદની આડમાં ભૂલા પડે છે. અને પોતે અજ્ઞાનમાં અથડાય છે. તે દયા પાત્ર છે. બિચારા પામરો એવું માની બેઠા હોય છે કે, પ્રભુના અમુક નામ સિવાય લઇએ તો અન્ય આશ્રય કર્યો કહેવાય. અથવા કુસંગી થઇ જઇએ. પણ તે વિચાર તેમના અજ્ઞાન મૂલક છે. માટે બુદ્ધિમાને તેવી ભ્રમણામાં પડવું નહિ. પણ પરમાત્માનું જે નામ પ્રિય હોય તે નામથી પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, એમ સમજી બીજા નામની નિંદા કર્યા વિના તે નામથી સ્મરણ કરવું. તે પણ મનના

અનુસંધાનપૂર્વક થવું જોઇએ, નહિ તો ખાલી માળા ફેરવનારના મનને માળા કહે છે કે—

### કુંડળીઓ.

માળા મનસોં કહત હૈ, સુણો દેવ જગભૂપ;
મુજ ફેરનતેં હોત કયા, જો તું ન લખૈ નિજરૂપ.

જો તું ન લખૈ નિજરૂપ, તો કરની હૈં સબ થોથી;
કેવલ હૈ બકવાદ, ખોલકર પઢૈ જો પોથી.

કહૈ ગિરધર કવિરાય, હોય તિનકા મુંહ કાલા;
પ્રત્યક્ બ્રહ્મ અભિન્ન, જ્ઞાન બિન ફેરત માલા.

હાથમાં માળા ફરતી હોય, મુખમાં જીભ ફરતી હોય, અને મન ભવમાં ભટકતું હોય, તે સ્મરણ કહેવાય નહિ. એવા ઉપર-ચોટીઆ સ્મરણથી પ્રભુ પ્રસન્ન થાય નહિ. માટે સ્મરણ કરનારે મન એકાગ્ર કરી પ્રભુનું સ્મરણ કરવું જોઇએ. આવા પ્રકારનું સ્મરણ એ વાક્દોષમાંથી બચાવે છે.

(૩) **કીર્તન**—પ્રભુના ગુણ ગાવાથી પણ વાણી પવિત્ર થાય છે. અને કલિયુગમાં તો કીર્તનને વિશેષ મહત્તા આપી છે. મહર્ષિ વ્યાસ પ્રભુ કહે છે કે **कलौ केशवकीर्तनात्** । કલિમાં કેશવના કીર્તનથી સદ્‌ગતિ મળે છે, માટે કીર્તન જરૂર કરવું. હાલમાં મંદિરમાં કાંસીજોડા વિગેરે વાદ્યો સાથે જે કીર્તન કરવામાં આવે છે. અથવા ભકતો તાળીઓ પાડી કીર્તન કરે છે. તે તો કીર્તનનું સ્થૂલમાં સ્થૂલ સ્વરૂપ છે. બહુધા ગાવા બેસનારાઓ શું ગાઇએછીએ, તેના અર્થને પણ સમજતા નથી. તો પછી ભાવ તો સમજેજ કયાંથી ? દાખલા તરીકે એક સ્થળમાં ભક્ત ગાતા હતા કે "રાધાને કાને ઝાલ ઝબૂકે, વ્હાલાને મોહ ઉપજાવેરે." પાછલા વગર સમજે ઝીલતા હતા કે "રાધાને કાનો જાલર બૂકે, વ્હાલો મારો મોભ ઉચકાવેરે" આ રીતે ગાનારાઓને વિચારશીલોએ ગાયની ઉપમાં આપી

છે. "ગાય તે ગાય, ખડ ખાય, ને દૂધ બીજાને પાય, આપ ધાવ્ય તો કોઇકજ થાય." અર્થાત્ ગાનારાઓ ગાય જેવા છે. કારણ ઇશ્વરના ગુણ ગાતાં ગાતાં વૃત્તિઓ અર્થાકાર થઇ, પ્રભુ સ્વરૂપમાં તલ્લીન ન બની હોય, અને સંસાર ભાવના ઓગળી ગઇ ના હોય, તો કીર્તન કરી, સ્વાદરૂપ દૂધ બીજાને પાવા બરાબર છે. એવા સામાન્ય કીર્તનથી કોઈ પ્રકારનો વિશેષ લાભ નથી. માટે કીર્તનનું સ્વરૂપ સમજીને કરવું જોઇએ. વેદમાં પરમાત્માનાં બે સ્વરૂપ કહેલાં છે. (૧) નાદમય (૨) અક્ષરમય. કીર્તનમાં એ બેઉનો સમાવેશ થાય છે. છતાં કીર્તનમાં નાદ આગળ પડે છે. નાદ સાથે મનનો વિશેષ સમ્બન્ધ છે. એટલે નાદનું અનુસંધાન થતાંજ મન સ્થિર થાય છે. મનની સ્થિરતામાંજ પ્રભુ પ્રેમ પ્રકટે છે. તે એવો બળવાન હોય છે કે, સંસારની સર્વ વાતો ભુલાવી દે છે. સર્વ કોઇ પરંપરા-દ્વારા જાણે છે કે, નૃસિંહ મહેતા પોતાના પિતાનું શ્રાદ્ધ કરવા સારૂ બજારમાં ઘી લેવા ગયા હતા, ત્યાં કોઇ પ્રભુપ્રેમીએ આગ્રહ કર્યો કે મહેતાજી હરિકીર્તન શ્રવણ કરાવોને. તપેલું પાસે મૂકી નૃસિંહ ભક્ત પ્રભુગુણ ગાવા લાગ્યા, અને તેમાં તલ્લીન બનતાં જરૂરી કામ પણ ભૂલી ગયા. જેનું મન પ્રભુ પ્રેમથી બંધાયું નથી તેમને આ વાત ગપ જેવી લાગશે. પણ જેઓ ભાવપૂર્વક કરેલા વિચાર બળને સમજે છે. તેને આમાં કશી શંકા થશેજ નહિ. અથવા યુરોપાદિ દેશોમાં શોધખોળ કરનારા છે, તેનાં જીવનનો જેમણે અભ્યાસ કર્યો હશે તેને ખબર હશે કે શોધકો, લગ્ન (યુરોપમાં તો ખાસ પ્રેમલગ્ન થાય છે) જેવા અતિહર્ષના પ્રસંગને પણ પોતાના એકાદ પ્રયોગમાં નિમગ્ન થતાં ભૂલી ગયા છે. તો પછી પ્રભુપ્રેમી સંસાર ભાન ભૂલી જાય એમાં કહેવાનુંજ શું! કહેવાનું તાત્પર્ય એજ છે કે, કીર્તનનો અભ્યાસ વધારતાં પરિપાકની પરાકાષ્ટાએ પહોંચાડવો. ત્યારેજ કીર્તનથી કેવો ફાયદો છે તે સમજવામાં આવે છે. શ્રદ્ધા, ધૈર્ય અને ખંતપૂર્વક અભ્યાસ કરી કીર્તનમાં લીન થવાય તો વાણીના દોષ

જરૂર સુધરે છે. માટે બુદ્ધિમાને તેવા અભ્યાસના યત્નમાં રહી પોતાની પ્રગતિ સાધવી. ॐ

## મનના ગુણો.

તન અને વચનના ગુણો કહેવાઇ ગયા. હવે મનના ગુણોનું વિવેચન પૂર્ણ થતાં આ ગ્રંથ પણ પૂર્ણ થશે. કારણ કે સર્વ પ્રકારથી મનજ મુખ્ય કારણ છે. શ્રુતિ સ્પષ્ટ કહે છે કે **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ॥** મનુષ્યોનું મન એજ બંધ અને મોક્ષમાં કારણ છે. મનમાં જ્યાં સુધી સંસારની ભાવના સત્ય છે; ત્યાં સુધી દુઃખ છે. કેમકે મન એમ સમજી બેઠું છે કે, સંસારના પદાર્થો હોય તોજ હું સુખી. આ માન્યતાનો પરિત્યાગ કરાવી જ્યારે બ્રહ્મ ભાવનામાં તેને સ્થિર રાખી શકાય, ત્યારે તેજ મન મોક્ષમાં હેતુ થાય છે. ત્યારે સર્વ કર્મ, ઉપાસના અને જ્ઞાનનો પ્રયોગ મન ઉપરજ કરવાનો હોય છે. એટલે નિષ્કામ કર્મ કરવાથી મન શુદ્ધ થાય છે. શુદ્ધ થએલું મન ઉપાસનાથી એકાગ્ર થાય છે. અને એકાગ્રવૃત્તિથી મન વેદાન્તમહાવાક્યને શ્રવણ કરે, એટલે તેને **अहं ब्रह्मास्मि** એવું અનુભવપૂર્વક જ્ઞાન થાય છે. એટલે તે સ્વયં નિરતિશય પરમાનંદરૂપ બની જાય છે. અત્રે લખતાં અથવા આટલું વાંચતાં વિલમ્બ લાગે તેમ નથી. પણ મનની એકાગ્રતા કરવામાં જ વિલંબ લાગે છે, ને અધિકારીના ધૈર્યની કસોટીનું પણ સ્થાન એજ છે. માટે પ્રથમ મનને એકાગ્ર કરીને પછી બ્રહ્મસ્વરૂપની ભાવના કરવી. જેની મનપર જોઇએ તેવી અસર ન થાય, એવા પ્રકારના ખાલી શબ્દો બોલવાથી કશો ફાયદો થતો નથી. માટેજ શ્રીશંકરાચાર્ય મહારાજ કહે છે કે—

**अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मनः ।**
**बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्रफलैर्नृणाम् ॥**

**ભાવાર્થ**—દૃશ્ય એટલે સંસારના કાર્યરૂપ પદાર્થો, અને અજ્ઞાન તેનો બાધ કર્યા વિના, અને આત્માનું—પોતાનું સ્વરૂપ જાણ્યા

સિવાય અર્થાત્ આત્માના અને બ્રહ્મના અભેદ જ્ઞાન સિવાય-પરમાનંદની પ્રાપ્તિરૂપમુક્તિ ક્યાંથી થાય ? કહેવાનો ભાવ એ છે કે, જ્ઞાનવિના બીજાં સાધનોથી મુક્તિ થાય નહિ. અત્રે એવી શંકા થાય કે 'अहंब्रह्म' હું બ્રહ્મ છું. એવા શબ્દો બોલવાથી ઘણા લોકો મુક્તિ માને છે, તોપછી દશ્ય વિલયની શી જરૂર છે ? તો જવાબ આપે છે કે, બ્રહ્મશ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ગુરૂના મુખથી ઉપદેશ ગ્રહણ કર્યા વિના, શાસ્ત્રાવલોકન કરીને અથવા કોઇ અર્ધ પ્રબુધ્ધ પાસેથી સાંભળીને 'હું બ્રહ્મ છું' એવા શબ્દો બોલવાથી કદાપિ મોક્ષ થતો નથી. પણ એવા શબ્દોનું તો બોલવા માત્ર ફલ છે. જેમ એક પેટીમાં પત્થરા ભરીને પછી કહેવું કે આમાં હીરા અથવા મોતી છે. એ આપણા શબ્દો આપણનેજ ઠગનારા છે. તેથી કાંઇ ધનનો લાભ થતો નથી. પણ કલેશજ થાય છે. વધારે સ્પષ્ટતા કરતાં કહે છે કે-

**अकृत्वा शत्रुसंहारमगत्वाऽखिलभूश्रियम् ।**
**राजाहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥**

**ભાવાર્થ**--શત્રુઓનો સંહાર કર્યા વિના અને અખિલ-સર્વ પૃથ્વીની લક્ષ્મી-ચક્રવર્તી રાજ્ય-પ્રાપ્ત કર્યા વિના 'હું રાજા છું' એવા શબ્દમાત્રનું ઉચ્ચારણ કરવાથી જેમ રાજા થઇ જવાતું નથી. તેમ દેહભાવને બદલવાનો પ્રયત્ન કર્યા વિના 'અહંબ્રહ્મ' કહેવાથી કશો ફાયદો થાય નહિ. અથવા બ્રહ્મ થવાય નહિ. દેહભાવને બદલવાનું મુખ્ય સાધન મન છે. તો મનને પણ સુધારવું જોઇએ. માટે મનના ગુણોનો વિચાર કરીએ.

**मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भाव संशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥**

**ભાવાર્થ**--(૧) માનસિકતપ-વિષયોની ચિંતા રહીત મનની જે સ્વસ્થતા તેનું નામ મનની પ્રસન્નતા છે. જેમ સોનાને ભઠ્ઠીમાં

મૂકીને શોધવામાં આવે છે. તો સુવર્ણનો મળ બળી જઇ શુદ્ધ કાંચન રહે છે. તેમ મનને પણ ધ્યાનરૂપ અગ્નિમાં શોધવામાં આવે છે એટલે મનપણ રજ, તમથી રહિત સાત્વિક થાય છે. માટે મનને ધ્યાનયોગમાં જોડવું જોઇએ. મનને એકાગ્ર કરવામાં મુખ્ય ઉપયોગી સાધનોમાં (૧) વાણીનો નિરોધ અર્થાત્ નિરૂપયોગી અને નિંદક શબ્દો બોલવા નહિ. (૨) કોઇનો પરિગ્રહ કરવો નહિ. (૩) પ્રારબ્ધાનુસાર શરીરનું પોષણ થયા કરશે, માટે કોઇની આશા રાખવી નહિ. (૪) નકામી ચેષ્ટાઓ કરવી નહિ. (૫) એકાન્ત સેવન. એ પાંચે બાબતોને અંતઃકરણમાં ઉતારવાથી મન નિર્મળ થાય છે. એવી રીતની મનની નિર્મળતા એજ પ્રસન્નતા. અને પ્રસન્નતાથી પરમાત્મદર્શનની યોગ્યતા આવે છે. માટે મનઃપ્રસાદ જરૂર પ્રાપ્ત કરવો.

કોઈ પણ મનુષ્યના અહિતની ઇચ્છા કરવી નહિ. તેમજ જેજે પદાર્થોનો નિષેદ્ધ કર્યો હોય, તેની ચિન્તા કરવી નહિ. તેને સૌમ્યત્વ કહેવામાં આવે છે. આપણી ગુજરાતી ભાષામાં કહેવત છે કે "ખાડો ખોદે તે પડે" જો આપણે બીજાનું બુરૂં ઇચ્છીએ તો, એનાં પાપ તેને જો ફળ આપવા તત્પર હશે, તો કદાચ આપણને નિમિત્ત બનાવી તેનું બુરૂ કરશે. પણ જો તેનાં પાપ પ્રબલ નહિ હોય તો તેનું બુરૂં થવાનું નથી. અને તેનું બુરૂં કરવાના જે વિચારો આપણે મનમાં કરીએ છીએ, તેના દૃઢ સંસ્કાર આપણા મનમાં પડે છે. જે અમૂક કાળે પરિપાક પામતાં વાસના દૃઢ થાય છે, અને તેથી આપણે તેવું કામ કરીએ છીએ, ને દુઃખદ ફળ ભોગવીએ છીએ. માટે કોઇનું અહિત કરવું નહિ.

સામાન્યરીતે આપણને એમ લાગે કે આપણું હિત અને અહિત સમજી શકીએ. પણ ખરૂં જોતાં તેમ નથી. કારણ કે આપણે આપણા હિતનો વિચાર સ્થૂલ-જાડી-દૃષ્ટિએ કરીએ છીએ. અને તેમ કરવા જતાં આપણે હિતને બદલે અહિત જ કરી બેસીએ છીએ. જેમ માંદા પડેલા મનુષ્યને પથ્ય પાળવાનું કહેવામાં આવે છે. તેમાં

તે જીહ્વાસ્વાદને વશ થઇ ખાટું ખારૂં ખાવાની ઇચ્છા કરે છે. અને ખાય છે. જો તે પોતાનું હિત સમજતો હોય તો તેમ કરે નહિ છતાં કરે છે. તેનું કારણ એ છે કે આપણી ટુંકી દષ્ટિ, પરિણામે થનારા હિતને સમજવા દેતી નથી. માટે આપણું ખરૂં હિત સૂચવનાર આપણા ઋષિકૃત શાસ્ત્રો છે. તેમાં જે જે વાતની મના કરવામાં આવી હોય, તે તે કામ કરવું નહિ. અને કરવાની ઇચ્છા થાય તો ગમે તે રસ્તે રોકવા પ્રયત્ન કરવો એનું નામ મનનું સૌમ્યત્વ છે.

ચિત્તની એકાગ્રતાપૂર્વક આત્મચિંતન કરવું–નિદિધ્યાસન કરવું તેનું નામ મુનિભાવ છે. તેનુંજ નામ મૌન છે. અથવા વાક્ ઇન્દ્રિયનો સંયમ કરવો તેનું નામ પણ મૌન છે. વાણીનું મૌન એ પણ એક રીતે મનના વેગને રોકનાર છે. કારણકે મનમાં હર્ષના અથવા શોકના ગમે તેવા વેગવાળા વિચારો આવ્યા હોય, તોપણ એકદમ બહાર કાઢી શકતા નથી. એટલે પ્રથમ તેનું જેટલું બળ હોય છે તે અર્ધું થઇ જાય છે. અને જો વધારે વખત રોકી રાખવામાં આવે તો શાન્ત થઇ જાય છે. પણ આવી રીતથી સંસ્કારો નષ્ટ થતા નથી. જો તેની સાથે વિચાર શક્તિ ખીલેલી હોય છે, તો તે વાણીને નિયમમાં રાખી તેના સંસ્કારને પણ નિર્મૂલ કરે છે. આવા પ્રકારનું મૌન વધારે ઉત્તમ છે. માટે જિજ્ઞાસુએ તેનું સેવન કરવું.

મનની સર્વ વૃત્તિઓનું વિશેષરૂપે રોકવું તેનું નામ આત્મ-નિગ્રહ અથવા સવિકલ્પ સમાધિ છે. જે મનનું રોકાણ કરવું છે તેનું સ્વરૂપ પ્રથમ સમજી લઇએ. ચિત્ત અથવા મનની પાંચ અવસ્થાઓ કહેલી છે (૧) ક્ષિપ્ત, (૨) મૂઢ, (૩) વિક્ષિપ્ત, (૪) એકાગ્ર, (૫) નિરૂદ્ધ. એટલે ચિત્ત પાંચ પ્રકારનું થાય છે. અત્રે એવી શંકા થાય કે ચિત્તતો એક છે. તેના પાંચ પ્રકાર શી રીતે હોઇ શકે તેનું સમાધાન એમ છે કે–ચિત્તમાં પ્રકાશ અથવા તત્ત્વજ્ઞાન રૂપ પ્રખ્યા, પ્રસાદ એટલે પ્રસન્નતા, અને લાઘવ એ ગુણો જોવામાં આવે છે. તે સત્ત્વગુણના ગુણો છે. તેમજ કર્મરૂપ પ્રવૃત્તિ, પરિતાપ, શો

વિગેરે રજોગુણના ગુણો પણ જોવામાં આવે છે. તથા પ્રકાશ અને પ્રવૃત્તિના પ્રતિબંધરૂપ સ્થિતિ, ગૌરવ, ને આવરણ વિગેરે તમોગુણના ગુણો છે. અત્રે એક એ બાબત પણ વિચારી જોવા જેવી છે કે, સત્ત્વાદિ ગુણો છે, તે પ્રકાશાદિ ગુણોનો આશ્રય કેવી રીતે થાય ? તેનું સમાધાન એમ છે કે, સત્ત્વાદિને જે ગુણસંજ્ઞા આપવામાં આવે છે તે પારિભાષિક છે. એટલે અહિં ગુણ શબ્દનો અર્થ ધર્મ નથી. પણ સત્ત્વ, રજસ્ , અને તમસ્ , એ ત્રણે પ્રકારનાં દ્રવ્યો છે. તથાપિ જેમ બંધન કરનાર રજ્જુના તંતુઓને–તારોને ગુણ કહે છે. તેમ મનના અવયવરૂપ આ ત્રણ દ્રવ્યો, પુરૂષને બંધન કરનાર હોવાથી ગુણ કહેવાય છે. ચિત્તમાં પ્રકાશ, પ્રવૃત્તિ, અને સ્થિતિ, અનુક્રમે સત્ત્વ, રજ અને તમ. એ ત્રણેના દ્રવ્યો જોવામાં આવે છે. તેથી ચિત્ત એક જાતનાં ત્રણ દ્રવ્યોથી બનેલું છે. એ દ્રવ્યો સર્વ ચિત્તમાં એક સરખાં નથી. તેથી તેની ન્યૂનાધિકતાથી–ચિત્તના પાંચ પ્રકાર થાય છે. (૧) ચિત્ત જ્યારે રજોગુણ અને તમોગુણ યુક્ત હોય, ત્યારે અણિમાદિ ઐશ્વર્ય, અને શબ્દાદિ વિષયોમાં પ્રીતિવાળું થાય છે, અને તેના વિષયોમાંજ પ્રેરાયેલું રહે છે; ત્યારે તે ક્ષિપ્ત કહેવાય છે. સાધારણરીતે દૈત્ય દાનવોનું ચિત્ત સદા આવું હોય છે. (૨) તમોગુણની-અધિકતાથી કૃત્યાકૃત્યને ન જાણનાર, અધર્મ અને અજ્ઞાન વાળું ચિત્ત થાય છે, ત્યારે તે મૂઢ કહેવાય છે. રાક્ષસ, પિશાચનું ચિત્ત સદા સાધારણ રીતે આવું હોય છે. (૩) સત્ત્વગુણના આધિક્યથી મોહરૂપ આવરણ જતું રહેવાથી, ધર્મ, જ્ઞાન, વિરાગવાળું ચિત્ત વિક્ષિપ્ત કહેવાય છે. શ્રીહિરણ્યગર્ભ વિગેરે દેવતાનું ચિત્ત આવું હોય છે. (૪) શુદ્ધ સાત્વિક થવાથી જ્યારે ચિત્ત એકજ સ્થળમાં વાયુ વિનાના સ્થળમાં મૂકેલા દીવાની પેઠે સ્થિર રહે છે, તેથી તેને વિવેક સાક્ષાત્કાર થાય છે. તેને એકાગ્ર કહેવામાં આવે છે (૫) જ્યારે વિવેકવૃત્તિ સહિત સર્વ વૃત્તિઓ પોતાનામાં લય પામી જાય છે ત્યારે, વૃત્તિમાત્રના અભાવવાળું ચિત્ત નિરૂદ્ધ કહેવાય છે. ચિત્તની પાંચ અવસ્થાઓમાંથી વિક્ષિપ્ત ચિત્ત, ધ્યાન કરવાની યોગ્યતા-

વાળું છે. તેને જો ધ્યાનમાં જોડવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે. માટે મનને ધ્યાન તરફ વાળવું જોઇએ. ત્યારે ધ્યાન કેમ કરવું, તેનો વિચાર કરીએ. ધ્યાનમાં ઘણા ક્રમ છે. પણ તેનું વિવેચન અત્રે કરવામાં આવ્યું નથી. ધ્યાન કરવાના પ્રકારને શ્રીસદ્દગુરૂ પાસેથી જ સમજી લેવો. પછી તે સાકાર અથવા નિરાકાર જે આલંબન આપે, તે દ્વારા ધ્યાનવૃત્તિને કેળવવી. કેટલાએકના મનમાં એવું ભૂત ભરાઇ ગયું છે કે સાકાર–મૂર્તિ અને તેની પૂજા નકામી છે. એ વિચાર તેમનું અજ્ઞાનજ સૂચવે છે. હરકોઇ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આકારની મદદ લેવી પડે છે જ. કોઇ બુદ્ધિમાન્ પુરૂષ પોતાના વિચાર શરીરરૂપ આકારને આધારે રહીનેજ પ્રકટ કરે છે. દૂર રહેલાને પણ તે વિચારો અક્ષરરૂપ આકારને આધારેજ જણાવી શકાય છે. તેમ પરમાત્માનું જ્ઞાન પણ મૂર્તિદ્વારાજ સમજાવી શકાય છે. માટે મૂર્તિપૂજા નકામી નથી. તેમ હાલ જે અજ્ઞાન દૃષ્ટિથી મૂર્તિપૂજા થાય છે. તેમાં સમજણ રૂપ સુધારો કરવાની પણ જરૂર છે. મૂર્તિદ્વારા પૂજન કરનારે મુખ્ય બાબત એ લક્ષમાં રાખવાની છે કે **"મૂર્તિમાં પરમેશ્વર નથી પણ પરમાત્મામાં મૂર્તિ છે."** અર્થાત્ જેમ મનુષ્યો વૃક્ષની શાખાને આશ્રયે–આધારે બીજના ચંદ્રનું દર્શન કરે છે. તેમ મૂર્તિપૂજક બહારથી મૂર્તિ પૂજે છે. પણ તેની અંદર ભાવજ પૂજાય છે. માટેજ કહેલું છે કે **भावे हि वसति देवः ॥** દેવ ભાવમાંજ રહે છે. એટલે દેવ ભાવથી ભાવના પોતાનાં ભાવના દિવ્ય થાય છે. તેથી મૂર્તિપૂજા કે ધ્યાન પણ પરમ સહાયક છે. જેને એ રહસ્ય સમજાય છતાં પકડેલ પૂંછ છોડવું ન હોય તે ભલે નકામા ઝગડા કર્યા કરે. જિજ્ઞાસુએ તો પોતાનું કાર્યજ સિદ્ધ કરવા યત્ન કરવો.

સનાતનધર્મમાં અનેક આકારની મૂર્તિઓ છે, તે ઉપરથી કેટલાએ હિંદુધર્મના રહસ્યને નહિ સમજનારા, એવો આક્ષેપ કરે છે કે હિંદુધર્મમાં ઘણા પરમેશ્વર છે. તેનું સાંભળીને શ્રીસનાતન-

ધર્મનો જેમણે અભ્યાસ કર્યો નથી. એવા સુધારકો પણ વગર સમજે એકજ ઇશ્વર હોવો જોઇએ, એમ હામાં હા મેળવે છે. તેની સાથે વાડાના અભિમાનીઓ પણ એજ અજ્ઞાનને પુષ્ટિ મળે એવા પ્રકારની વાતો કરે છે. એટલે અમુક નામવાળા પરમેશ્વર મોટાને બીજા ન્હાના. એમાં વાત એ ઉભી થાય છે કે, દરેક જણ કહે કે અમારા ઇશ્વર મોટા ને બીજાના ન્હાના. એટલે ઘણા ઇશ્વિર થઇને રહ્યા. આ વાત અજ્ઞાન મૂલક છે. વસ્તુતઃ સનાતન ધર્મમાં ઇશ્વિર એકજ છે. તે સર્વ પ્રકારનાં રૂપ અને નામથી રહિત છે. વ્યાપક છે ને સચ્ચિદાનંદ સ્વરૂપ છે. અથવા બીજી રીતે બોલીએ તો સર્વ નામ અને રૂપનું અધિષ્ઠાન પણ તેજ છે. એટલે **પરમેશ્વર એકજ છે.** છતાં માણસો નામ અને રૂપથીજ મૂળ વસ્તુને સમજી શકે, માટે જ્ઞાની મુનિયોયે તેમનાં નામ રૂપની કલ્પના કરી છે. એટલે એકજ પરમાત્માની અનન્ત શક્તિઓ છે, તેનું ભાન થાય. અને **भिन्नरुचिर्लोकः** જૂદી જૂદી રૂચિવાળા લોકોને વાળવા, ઉપાસ્યરૂપે તેમના અનેક આકાર કલ્પ્યા છે, પણ વસ્તુતઃ પરમાત્મા એકજ છે. પછી તેમને સર્વત્ર વ્યાપક સમજી ગમે તે નામથી ભજે. એમ કરવાથી ઘણા પરમેશ્વર થઇ જતા નથી.

જેમ સર્વ હિંદુનો પરમેશ્વર એક છે તેમ ધર્મ પણ એકજ છે; અને તે **વૈદિક સનાતન ધર્મ છે.** એટલી બાબત ઠીક સમજાતાં, બીજા લોકો આપણામાં કોઇ પ્રકારની ફાટ પાડી શકશે નહિ. માટે વેદને માનનારા આપણે સર્વ ( શૈવ, વૈષ્ણુ, શાક્ત, ગાણુપત્ય, અગર વેદાનુસારી હરકોઇ સંપ્રદાય, મત કે પંથ ) સનાતન ધર્મી અને ઘણા નામરૂપ યુક્ત છતાં એકજ પરમેશ્વરને માનનાર છીએ. તે ખાસ ધ્યાનમાં રાખવું.

જિજ્ઞાસુના સમાધાનની ખાતર, મૂર્તિ ( ઇશ્વરની ) માં કેવી રીતે ભાવના આકાર સ્વરૂપે રહે છે, તે સમજાય તેમ એકાદ મૂર્તિને

સ્વરૂપની ટુંકમાં હકીકત કહીએ. "**દક્ષિણામૂર્તિની ભાવના**" સ્થૂલ રીતે સમજાવતાં એમ લખ્યું છે કે–વિશાળ વડના મૂળમાં યુવાન સ્વરૂપે, ભદ્રામુદ્રા કરી દક્ષિણામૂર્તિદેવ બેઠા છે. તેનો ભાવ એ છે કે, સંસારરૂપ વટ વૃક્ષના મૂળમાં દક્ષિણામૂર્તિ મહાદેવ છે. અર્થાત્ સંસારનું અધિષ્ઠાન પરમાત્મા છે. સર્વ જગત્ તેમાં અધ્યસ્ત છે. તેમણે ભદ્રામુદ્રા એટલે કલ્યાણ મુદ્રા કરી છે. તેનો ભાવ એ છે કે પુરૂષ અને પ્રકૃતિ અભિન્ન છે. તે સમજાવવા અંગુષ્ઠ અને તર્જની એકત્ર કરેલ છે. ત્રણ ગુણો જૂદા હોવાથી ત્રણ આંગળીઓ જૂદી રાખી છે. અર્થાત્ પરમાત્માને કોઇ પણ ગુણનો સંસર્ગ નથી. માટે શ્રુતિ કહે છે કે **साक्षी चेता केवलो निर्गुणश्च ॥** પરમાત્મા કેવલ નિર્ગુણ અને પ્રકાશક સાક્ષી છે. એ ભાવ–અથવા પરમાત્મા સ્વરૂપ સમજાવનાર શ્રીદક્ષિણામૂર્તિ છે. જ્યારે ઉપાસક આ ભાવને સમજે છે ત્યારે તેનું ધ્યાન દૃઢ થયું ગણાય છે.

બાહ્ય ધ્યાનનું આટલું વર્ણન કરી હવે, આંતરધ્યાન સમ્બન્ધી વાત વિચારીએ, જેની બુદ્ધિ સ્વવર્ણાશ્રમ ધર્મના પાલનથી શુભ સંસ્કારવાળી થઇ છે. અને બાહ્ય પદાર્થ અનિત્ય છે, એમ સમજાતાં સ્થૂલ ભાવમાંથી વૃત્તિઓ પાછી વળી છે. તેમણે આંતર ધ્યાન કરવું. મનમાં પ્રણવનું અથવા ષટ્ચક્રની રીત સમજી તેનું ધ્યાન કરવું. ધ્યાન કરવામાં નાભિ, મૂર્ધા, ત્રિકુટી, હૃદય વિગેરે સ્થાનો છે તેમાં જે સ્થાનમાં જિજ્ઞાસુને અનુકુળ પડે તે પ્રમાણે ગુરૂગમથી સમજી ધ્યાન કરવું. અભ્યાસથી દૃઢ થએલું ધ્યાન તત્ત્વજ્ઞાન રૂપેજ પરિણમે છે. કારણ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં લખ્યું છે કે **ध्याननिर्मथनाभ्यासाद् देवं पश्येन्निगूढवत् ॥** અગ્નિની પેઠે ગૂઢ રહેલા આત્માને ધ્યાનરૂપ નિર્મથન કરીને જોવા. એજ કૈવલ્યની દૃષ્ટિએ હિતકારક છે, છતાં યોગદર્શનની દૃષ્ટિએ ધ્યાન કરે તો પણ તે મનને એકાગ્ર કરવામાં ઉપયોગી છે. ટુંકામાં જેમ રૂચે તેમ પણ મનને એકાગ્ર કરવા ધ્યાનની સહાય લેવી.

## ધ્યાનમાં આવતાં વિઘ્નો.

ધ્યાન કરવામાં વિઘ્નો આવી ધ્યાનનો ભંગ કરે છે. માટે વિઘ્નોનું સ્વરૂપ સમજી તેને દૂર કરવા મુમુક્ષુએ સાવધ રહેવું. વિઘ્નોનાં નામ અને કામ આ પ્રમાણે છે. (૧) લય—એટલે ધ્યાન કરનાર જ્યારે કોઇ એક વસ્તુ સાથે મનનું અનુસંધાન કરે છે, ત્યારે તેની રજોગુણ રૂપ સર્વ પ્રવૃત્તિ અટકી જાય છે. તે વખતે સત્વ ભાવ બળવાળો થયો હોતો નથી. એટલે રજોગુણ દબાતાં તમોગુણ આગળ આવે છે. તે તમોગુણ મુખ્ય થતાં નિદ્રા આવે છે. તેનું નામ લય છે. જ્યારે મન નિદ્રામાં પડે ત્યારે દીર્ઘશ્વાસ લેવા, અથવા પ્રાયાણામ કરવા, અગર પ્રાણ વાયુને રોકી બાહ્ય કુંભક કરવો, તેથી નિદ્રા—જડતા જતી રહેશે.

(૨) વિક્ષેપ એટલે જેનું ધ્યાન કરવાનું છે તેને બાજુપર રાખી, મન જ્યારે વિક્ષેપમાં પડે. બીજાના વિચાર કરવા લાગે. ત્યારે વિવિધ યુક્તિ અને વૈરાગ્ય દૃષ્ટિથી મનને પાછું વાળવું. દાખલા તરીકે મન તું વિચાર કર. અત્યારે અન્ય વિચાર કરવાના નથી. પણ પ્રભુનું ધ્યાન કર. બીજામાં તુને જે દેખાય છે તે તારૂંજ સ્વરૂપ છે. ખરૂં જોતાં સર્વત્ર દિવ્યતા તારી છે. માટે તું એ દિવ્ય સ્વરૂપ તરફ વળ. બાકી ઝાંઝવાનાં પાણીમાં મુઠીઓ ભરવાથી કાંઇ વળવાનું નથી. એમ સમજાવી, તેના દૃષ્ટા બનાવવાના અભ્યાસને વધારવાથી મનનો વિક્ષેપ શાન્ત થાય છે.

(૩) કષાય એટલે—મનમાં ઊંડી રહેલી સૂક્ષ્મ વાસના. તેના બળથી બહારના જે પદાર્થ જોઇએ છીએ, તેમાં રાગ થાય છે. એટલે વૃત્તિ બહિર્મુખ થાય છે. ને ચિત્તવૃત્તિ ધ્યાનમાં લાગતી નથી. ત્યારે તેને સમજાવવું કે, શું સંસારના પદાર્થો સત્ય છે ? નથીજ તોપછી સત્ય સમજીને શા માટે દોડે છે ? અમુક સ્થળમાં કાંટા છે. એમ સમજીને પગ મૂકનાર સુખી થાય ખરો કે ? અથવા બુદ્ધિમાન ગણાશે ? નહિજ. તો તું જ્યારે વિશ્વના પદાર્થને મિથ્યા જાણે છે

છતાં તેમાં રાગ શા માટે વધારે છે ? વગર સમજે કાલજ છોડાવશે તો સમજીનેજ છોડી દે એટલે આનંદ થાય.

(૪) રસાસ્વાદ એટલે ત્રિપુટીથી જે આનંદ થાય તેમાં અટકી રહેવું અને તેથી આગળ વધવા યત્ન ન કરવો તે–અત્રે અટકી ન રહેતાં સર્વ કલ્પનાઓ છોડી, કલ્પના રહિત થવા યત્ન કરવો. તેનું નામ રસાસ્વાદમાંથી બચવાનું થાય છે એમ સમજવું.

ધ્યાયનના પરિપાકથી છેવટ સમાધિ થાય છે. સમાધિનેજ વેદાન્તની રીતે નિદિધ્યાસન કહેવામાં આવે છે. જ્યારે નિદિધ્યાસન બરાબર થાય છે, ત્યારેજ તત્ત્વ–સુખ અનુભવમાં આવે છે. માટે શ્રીમજ્જગદ્‌ગુરૂ શંકરાચાર્ય કહે છે કે—

**आप्तोक्तिं खननं तथोपरि शिलाद्युत्कर्षणं स्वीकृतिं**
**निक्षेपः समपेक्षते नहि बहिः शब्दैस्तु निर्गच्छति ।**
**तद्वत् ब्रह्मविदोपदेशमननध्यानादिभिर्लभ्यते**
**मायाकार्यतिरोहितं स्वममलं तत्त्वं न दुर्युक्तिभिः ॥**

**ભાવાર્થ**—જેમ જમીનમાં દાટેલ ધનને જો કાઢવું હોય તો પ્રથમ, તે આપ્તનું કહેલું માનીને ખોદવું જોઇએ. પછી તેનાપર રહેલ પત્થર અને માટી કાઢી નાખવાં જોઇએ. જો એમ કરવામાં ન આવે અને કેવલ બોલ્યા કરે, તેથી કાંઈ ધન બહાર નીકળતું નથી. તેવીજ રીતે બ્રહ્મવિત્ પાસેથી ઉપદેશ સાંભળ્યા પછી, તેનું મનન અને નિદિ-ધ્યાસન કરવું જોઈએ. તેમ કરવાથીજ માયાના કાર્યથી ઢંકાએલ પરમ નિર્મલ તત્ત્વ જાણવામાં આવે છે. કેવળ વચનો બોલવાથી સમજાતું નથી, માટે જિજ્ઞાસુએ નિદિધ્યાસન કરવું. નિદિધ્યાસનની પરિપાક અવસ્થા એજ સમાધિ. એવી સમાધિ થતાંજ સર્વ વિશ્વ પરમાત્મા સ્વરૂપે ભાસે છે. ત્રિપુટી તુટી જાય છે. જ્યારે સર્વ એકજ આત્મા વ્યાપક અનુભવાય છે. પછી તેને કોઇ પ્રકારનો શોક કે મોહ રહેતો નથી. એટલે જે આનંદ થાય તેનું વર્ણન વેદ ન કરી

શકે તો કાષ્ટની કલમની શી સત્તા ? જેમ તૃપ્તિનો આનંદ અનુભવનારજ સમજી શકે, તેમ શાન્તિનો આનંદ પણ અનુભવનારજ સમજી શકે.

એવા આનંદને અનુભવ કરનારની જ્યાં દૃષ્ટિ જાય ત્યાં બ્રહ્મજ દેખાય છે. માટે કહે છે કે **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः।** જ્યાં જ્યાં મન જાય છે ત્યાં ત્યાં સમાધિ થાય છે. એ અનુભવને નૃસિંહ મહેતા ગાય બતાવે છે કે "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" જેમ નાટકમાં જોનાર માણસ છે. અને તેની પાસે નૃત્ય કરનાર પણ માણસજ છે, બીજું કાંઇ નથી. તેમ અત્રે પણ અખંડ આત્મા વિલાસ કરી રહેલ છે. બીજું કાંઇ નથી. માટે શ્રુતિ સ્પષ્ટ કહે છે કે **आत्मा वा इदमेक एवाग्र आसीत् । नान्यत्किंचन मिषत्॥** પ્રથમ આ આત્મા એકજ હતો. બીજું કાંઇ નહોતું. તેમ છેવટે પણ આત્માજ રહે છે. એજ આત્મવિનિગ્રહ સમાધિ છે, આ સ્થિતિમાં રહેલ પુરૂપ જીવન્મુક્ત કહેવાય છે.

આવો પુરૂપજ ભાવ સંશુદ્ધિ સાધી શકે છે, કારણ તેના મનમાં કામ ક્રોધાદિ કોઇ વિકાર રહેતા નથી. તેજ પુરૂષ અખંડ આનંદનો અનુભવ કરી શકે છે. એ સર્વ બાબત કૈવલ્ય કુંચી નામક પોથીમાં સ્પષ્ટ લખવામાં આવી છે. તેનુંજ આ વિવેચન છે. એમ સદા ધ્યાનમાં રાખવું. જેમ સમુદ્રમાં અનેક જળ પ્રવાહો જઇ તેમાં સમાઇ જાય છે. તેમ સર્વ વિષયો જેના મનમાં શાન્ત થઇ જાય છે. તેજ પુરૂષ ભાવ શુદ્ધ કહેવાય છે. તેને આ વિશ્વ ખાંડના શ્રીફળ સમાન લાગે છે. જેમ સાકરના નાળીએરમાં છોડાં, કાચલી અને કોપરૂં ત્રણે ખાંડ છે, તેમ નામરૂપ કલ્પિત હોવાથી તે બાદ કરતાં જગત્ બ્રહ્મરૂપ છે. માટે શ્રુતિ કહે છે કે **वाचारमणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्॥** ઘડો એવું નામ—એ વિકાર વાચારંભણ છે. તે બાદ કરતાં પરમાત્માજ સત્ય છે. તેવીજ રીતે પીંડ અને બ્રહ્માંડ એ પંચમહાભૂતનાં કાર્ય છે, પંચમહાભૂત અપંચીકૃત પંચમહાભૂતનું કાર્ય છે, અપંચીકૃત પંચમહાભૂત અવ્યક્ત નામક માયાનું

કાય છે. માયા એ પરમાત્માની શક્તિ છે, તેનેજ માયા કહેવામાં આવે છે. શંકરાચાર્ય મહારાજ જેને માયા કહે છે, તેનેજ વલ્લભાચાર્યજી ઇશ્વરની ઇચ્છા કહે છે. પરંતુ काम संकल्प એ શ્રુતિમાં ઇચ્છાને મનનું કાર્ય ગણેલું છે, અને મન તો વિષયમાંથી ઉત્પન્ન થાય છે, વળી શ્રુતિ પરમાત્માને નિર્વિકાર કહે છે. માટે તેમની ઇચ્છા કહેવી એ વાત શ્રુતિ વિરુદ્ધ છે. માટે શુદ્ધાદ્વૈત વાદ કરતાં કેવલાદ્વૈત વાદ વધારે ઉત્તમ છે. તેમાં વિવર્તદ્વારાજ સૃષ્ટિની ઉત્પત્તિ કહેવામાં આવેલ છે. વિવર્તનો અર્થ એ છે કે 'મૂળરૂપ આત્મા વિના બીજે રૂપે દેખાવું' એટલે છેવટ પરમાત્મા રૂપેજ થઇ રહે છે. ત્યારે સર્વ વિશ્વ બ્રહ્મરૂપ થઈ રહે છે. જેમ મીઠાની પૂતળી સમુદ્રનો પાર પામવા જાય, પણ અંદર ઉતરતાં ગળી સમુદ્રરૂપ બની જાય છે. તેમ ભેદભાવ ગળી જતાં અભેદ ભાવ વિલસી રહે છે. ત્યાં વાણીનો અભાવ છે. ત્યાં કેવલ આનંદ અખંડાનંદ, પરમાનંદ વા બ્રહ્માનંદ વિલસી રહે છે. ત્યારેજ અનુભવ આવે છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥ બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનન્ત સ્વરૂપ છે કારણ જ્યાં સત્ ચિત્ જ્ઞાન હોય ત્યાં આનંદ હોયજ છે, અત્ર પહોંચેલો પુરુષ પૂર્ણ છે તે પૂર્ણ સ્વરૂપ પરમાત્મા શ્રુતિદ્વારા બોલે છે કે—

पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

ભાવાર્થ—તે તત્પદ ઇશ્વર પૂર્ણ છે. માયા ઉપાધિ બાદ કરતાં. આ–ત્વંપદ જીવ પૂર્ણ છે. અવિદ્યા ઉપાધિ બાદ કરતાં. પૂર્ણ સ્વરૂપ પરમાત્મામાંથી અજ્ઞાન ઉપાધિને લઇ સંસાર ઉત્પન્ન થાય છે. અજ્ઞાન ઉપાધિ બાદ કરતાં પૂર્ણના પૂર્ણને લઇને છેવટ પૂર્ણજ બાકી રહે છે. કેવલ આનંદ સ્વરૂપ વિલસે છે.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

ઉપલ ૨૨.

भेदाभेदौ सपदि गलितौ पुण्यपापे विशीर्णे
मायामोहौ क्षयमुपगतौ नष्टसंदेहवृत्तेः ।
शब्दातीतं त्रिगुणरहितं प्राप्य तत्त्वावबोधं
निस्त्रैगुण्ये पथि विचरतः कौ विधिः को निषेधः ॥

**ભાવાર્થ**—જેના ભેદ ને અભેદ બેઉ ભાવ એકદમ ગળી ગયા છે. રાગદ્વેષ ન હોવાથી પુણ્ય અને પાપ નાશ પામી ગયાં છે. માયાને મોહનો ક્ષય થયો છે. સર્વ પ્રકારની સંદેહવાળી વૃત્તિઓ નષ્ટ થઇ ગઇ છે, અને જેના મનમાં ત્રણ ગુણથી રહિત, શબ્દના વાચ્ય અર્થથી જે અતીત એવો તત્ત્વબોધ રૂઢ થયો છે. તે સત્ત્વાદિ ત્રણ ગુણની પારના માર્ગમાં વિચરે છે, તેને વિધિ અને નિષેધ શો હોય ? કશોએ નહિ. જેનું કર્તૃત્વ અભિમાન ગળી ગયું છે, તેનાં શાસ્ત્રો નિયામક થઇ શકતાં નથી.

અખંડ પ્રેમ સ્વરૂપામાં નિમગ્ન પુરૂષ જીવતાજ મુક્ત છે. આવી સ્થિતિનો અનુભવ એનુંજ નામ શિખરે સ્થિતિ. અથવા મુક્તિ મહેલમાં નિવાસ ! અત્રે પહોંચનારને પછી કાંઇ પણ કરવાપણું રહેતું નથી. તે કૃત કૃત્ય છે. પરંતુ આવા પ્રકારનો અનુભવ કર્યા વિનાજ પોતાને તેવા માની બેસીએ તો ભયંકર ભૂલ થાય છે. જો કે શ્રુતિની સાક્ષીથી આત્મા સદા શુદ્ધ, બુદ્ધ, મુક્ત, એક અને અખંડ છે, એવા પોતાને સમજવા એ વાત ઉત્તમ છે. પણ ત્યાં પહોંચવા ન દેવામાં કારણ વાસના છે. એને દૂર કરવી એજ આપણું કામ છે. વાસના ખસતાં સ્વયંપ્રકાશ આત્મા તો આપોઆપ વ્યક્ત થશેજ એમાં શંકા છેજ નહિ. માટે વાસના દૂર કરવા યત્ન કરવો પણ શ્રીકૃષ્ણ પરમાત્મા ખુદ કહે છે કે—

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये**

**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

**ભાવાર્થ**—પરમાત્મા સ્વરૂપની સિદ્ધિ સારૂં હજારો મનુષ્યોમાંથી કોઈકજ યત્ન કરે છે. અને એવા યત્ન કરનારાઓમાંથી કોઈ એકજ મારા ખરા સ્વરૂપને સમજે છે. એટલે સિદ્ધ થાય છે કે, આ કાર્ય કઠિણ છે, છતાં મનુષ્ય યત્ન કરે તો સિદ્ધ ન થાય એવું પણ નથી. એટલે નિરાશ થવાની જરૂર નથી.

છેવટ કહેવાનું એ છે કે, પરમાત્મસ્વરૂપને બરાબર સમજી તેમાં સ્થિર થવાથી આનંદનો અનુભવ થાય છે. માટે આ કૈવલ્ય શાસ્ત્રનો અભ્યાસ કરવો. અને તે સાથે અધિકારને કેળવવો, ને વિવેકાદિ સાધનોનો અભ્યાસ કરી, મનને તદ્રૂપ બનાવવું. એટલે શાસ્ત્રમાં કહેલ બાબતો; યત્ન કરતાં શ્રીપરમાત્મઅભિન્ન સદ્ગુરૂની કૃપાથી સહજે સિદ્ધ થાય છે. છેવટ શાસ્ત્ર સમાપ્તિ કરતાં કહે છે કે—

**ॐ सहनाववतु सह नौ भुनक्तु सहवीर्यं**

**करवावहै [illegible]वधीतमस्तु मा**

**विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

તે પરમેશ્વર અમારૂં બેનું રક્ષણ કરો. અમો બેનું પાલન કરો. અમારી વિદ્યાને સામર્થ્યયુક્ત કરો. અમારૂં ભણેલું તેજસ્વી હો. અમે પરસ્પર દ્વેષ ન કરીએ. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## इति कैवल्यं शास्त्रम्

શ્રીસદ્ગુરૂની આજ્ઞા પ્રમાણે યત્ન કરનાર શ્રદ્ધાળુ શિષ્યે, ગુરૂના ઉપદેશ પ્રમાણે મલહર બુદ્ધિથી મિત્ર સુધીની સર્વ વસ્તુઓ સંપાદન કરી. અને તદ્દ્વારા પોતાની ઉન્નતિનો માર્ગ સરલ કરી, તે પર ચાલવાને કટિબદ્ધ થઇ ગયો. છેવટ પોતાના મિત્રને પ્રાર્થના કરવા લાગ્યો કે આપના સૂચિત માર્ગપર હું ચાલવા તત્પર છું, માટે મારી જાગ્રતિ

અને રક્ષણ માટે જે કાંઇ સૂચના કરવી હોય તે કરો, એટલે તેને લક્ષ્યમાં રાખી હું તે પ્રમાણે ચાલું. એટલે તુર્તજ મિત્ર કહેવા લાગ્યો કે--

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥**

**ભાવાર્થ**—આ મારી દૈવી માયા જે ત્રિગુણાત્મક છે. તે દુસ્તર છે. અર્થાત્ દુઃખે કરીને તેનો પાર પામી શકાય તેવી છે. છતાં જે પુરૂષ મારે શરણે આવે છે. તે મારી માયાને તરી જાય છે. મારાથી જે અભિન્ન થાય છે, તેજ ખરો મારે શરણે આવેલો છે. ને તેજ માયાને તરે છે. ટુંકામાં કહેવાનો આશય એ છે કે, જેમ દુર્ગુણને તું ત્યાગ કરે, તેમ તારે અભિમાન કરવું નહિ. પણ પરમાત્મ કૃપાથીજ એ દોષ ગયો છે. એમ સદા ભાવના રાખવી. એટલે અભિમાન થાય નહિ. કારણ અભિમાન એજ ઉન્નત્તિના માર્ગથી પાડનાર છે. માટે પ્રભુની છાયામાંજ રહેવું. અને પછી કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના, મારી મદદથી તું એ અઘટીત ઘટના પટિયસી માયાને તરી જઇશ. અને પરમ આનંદનો અનુભવ કરીશ. એજ બ્રહ્મ ભાવના મનની દરેક વૃત્તિમાં ભરાઇ જાય કે પછી કશું કરવાનું નથી. પણ જો ભાવના દૃઢ ન થઇ હોય અને વૃથા વાતો કરે તો શ્રીમત્ શંકરાચાર્ય મહારાજ કહે છે કે--

**कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।**
**तेप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥**

**ભાવાર્થ**—જે બ્રહ્મવાર્તા કરવામાં કુશલ હોય, પણ તેમની વૃત્તિ બ્રહ્માકાર થઇ ન હોય, અને સંસારના શબ્દાદિ વિષયોમાં પ્રીતિ વાળા હોય, તે અજ્ઞાનીઓ નક્કી આવે છે અને જાય છે. અર્થાત્ વારંવાર જન્મ મરણના ચક્રમાં ફર્યાજ કરે છે. માટે બ્રહ્મની વાતોમાં

ન પડતાં, સર્વ વૃત્તિઓમાં તે ભાવને દૃઢતાથી ભરજે. જેથી પ્રથમ કહેલ સદાનંદ પરમાત્માના સ્વરૂપમાં નિમગ્ન થઈશ. તારૂં કાર્ય સફલ હો. અસ્તુ.

પ્રથમ જેણે **વિનયભાવથી ગુરૂપ્રસાદ** પ્રાપ્ત કર્યો. અને તેનાજ પ્રભાવથી **ઇશ્વરપ્રસાદ** મેળવ્યો. જેથી **વેદપ્રસાદ-જ્ઞાનપ્રસાદ** પણ પ્રાપ્ત થશેજ. છતાં એ સર્વનું મૂળ **અંતઃકરણપ્રસાદ** છે. કેમકે સન્માર્ગમાં ચાલવાના વિચાર સર્વથી પ્રથમ મનમાંજ પ્રકટે છે. જો તેને પોષવામાં આવે તો પાયો મજબુત થાય છે. માટે પ્રથમ સુવિચારથી તેનું બરાબર પોષણ કરવું. એટલે છેવટ અભેદ સમુદ્રમાં તદ્રૂપ થઇ રહેવાય છે. તેનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે—

**यदानन्दलेशैः समानन्दि विश्वं**
**यदाभाति सत्त्वे तदाभाति सर्वम् ।**
**यदालोचने हेयमन्यत्समस्तं**
**परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥**

**ભાવાર્થ**—જેના આનંદના લેશથી સર્વ સંસાર આનન્દમય છે. અને જેના પ્રકાશથી સર્વ વિશ્વ પ્રકાશે છે. શ્રુતિ પણ કહે છે કે—**यस्य भासा सर्वमिदं विभाति** ॥ જેના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે, જે સત્ય સ્વરૂપને સમજતાં બીજાં નામરૂપ સર્વ હેય થાય છે. ત્યાગ થઇ જાય છે. જેમ દોરડીના જ્ઞાનથી સર્પ દૂર થાય છે તેમ. એટલે સર્વના અધિષ્ઠાનરૂપ જે પરબ્રહ્મ તેજ હું છું. એવો નિશ્ચય થતાંજ બ્રહ્મસમાધિ લાગી. અને તેનો અભિમાની અલગો ખસતાં અન્તરાત્માનોજ સ્વર સંભળાવા લાગ્યો કે—

**शुद्धोऽहं बुद्धोऽहं सत्यरूपेण नित्यसिद्धोऽहम् ।**
**शान्तोऽनन्तोऽहं सतत परानन्दसिन्धुरेवाहम् ॥**

**ભાવાર્થ**—હું શુદ્ધ છું, હું બુદ્ધ છું, હું નિત્ય અંતરૂ સ્વરૂપ સિદ્ધ છું. હું શાન્ત છું હું અનન્ત છું, અને હમેશા પર આનંદ સમુદ્ર હું છું.

જેમ સમુદ્રના તરંગો સમુદ્રથી ભિન્ન નથી. સમુદ્રરૂપ છે. તેમ સર્વ વિશ્વ નામરૂપ જતાં આનંદરૂપ છે. એવી આનંદમય અખંડ દૃષ્ટિ થતાં, અખંડ આનંદ વિલસી રહે છે. ત્યારે શ્રુતિ કથિત વાક્યનો અનુભવ આવે છે કે **तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः** ॥ જ્યાં એકજ આત્મા છે ત્યાં મોહ શેનો અને કોને ? તેમજ શોક પણ શેનો અને કોને ? એ ઉભયના અભાવમાં અવશિષ્ટ રહ્યો આનંદ એજ અખંડાનંદની અખંડ લહેરમાં વિરમતાં ॐ तत्सत् ॥

**समाप्तोऽयं ग्रन्थः**

ॐ तत्सत्परमात्मने नमः

( સાહિત્ય વાચસ્પતિ શાસ્ત્રી દયાશંકર રવિશંકર કવિ કૃત. )

# श्रीमुकुन्दाष्टकम् ॥

## तोटकवृत्तम्.

करुणावरुणालयमात्मसुखैक-रतं सततं निरतं विरतौ ।
सहजस्मितभूषित वक्त्र कजं, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥१॥

उपकारि समस्तजगज्जनता, सुखकारि निवारि भवाब्धि भयं ।
इदृशं खलु यस्य वचोऽस्ति शुभं, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥२॥

सति संविदि नास्ति हृदि स्मयता, न विचित्रतया भुवि विस्मयता ।
नहि यस्य कृतावसमत्वलवः, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥३॥

भववैभवपूर्णसमृद्धनिज-प्रियशिष्यगणे निवसन्नपि यः ।
समयं जलपङ्कजवन्नयति प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥४॥

लघु यद्वचसाऽलघु संसृतिभी-र्लघुतामुपयाति न तस्य विभ्रः ।
गुणगौरवगुम्फितमात्मगुरुं, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥५॥

चरितं महनीयतया भरितं, नयनीतिमयं हृदयं सदयं ।
कथनं खलु यस्य भवोन्मथनं, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥६॥

बहवो यतयो विचरन्त्यपि नो, भुवि येन समः सरलोऽस्त्यपरः ।
प्रतिभासहितागमतत्त्वविदं, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥७॥

निजतत्त्वमहर्निशमाकलयन्, दलयन् दुरितं छलयन्नहितान् ।
उररीकृतपालनबद्धरतिं, प्रणमामि मुकुन्दयतिं तमहम् ॥८॥

इदं श्रीमुकुन्दाष्टकं भक्तियुक्तः
पठेद्यः पुमान्नष्टकष्टः स भूयात् ।
इहामुत्र सम्प्राप्य चेष्टार्थसिद्धिं
वसेत्तत्र यत्रानिशं शं नितान्तम् ॥

# मुमुक्षुओनुं पाथेय (भातुं)

## દોહરા.

માન વડાઇ ના કરે, દંભ ન રાખે દિલ;
પીડા પરને ના કરે, સહન પણું ને શીલ. ૧

સેવા સદ્‌ગુરૂની સદા, શુચિ ભીતરને બહાર;
શમ દમ વૈરાગી મતિ, ત્યાગે વિષય વિકાર. ૨

જન્મ જરા ને વ્યાધિના, દુઃખનો કરે વિચાર;
સ્ત્રી, ગૃહ દેહાધ્યાસનો, દૂર કરે સહુ પ્યાર. ૩

ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિમાં, સદાય ચિત્ત સમાન;
નવધા ભક્તિથી અહો-નિશ હરિનું ધ્યાન. ૪

અતિ રહે એકાન્તમાં, કરે તત્ત્વ વિચાર;
નિષ્ઠા આત્મજ્ઞાનમાં, વૃત્તિ બ્રહ્માકાર. ૫

હર્ષ શોક હૈયા વિષે, કદિ નહિ દેખાય;
સદા સરલતા ચિત્તમાં, તે જ્ઞાની કહેવાય. ૬

યમ નિયમમાં નિરત એ, અભિમાનથી દૂર;
[illegible] બ્રહ્મ વિષે રહે, જ્ઞાનીને ભરપૂર. ૭

ॐ

## सच्चिदानन्दमूर्तये नमः

# आरतिः ॥

જય જય સદ્ગુરૂ દેવ, પ્રણવ સ્વરૂપ મૂર્તિ, ગુરૂ (૨)
નિત્ય નિરાંજન કરીને, (૨) નિરખું શ્રીમૂર્તિ; જય જય૦ ૧

રવિસમ શુદ્ધ સ્વરૂપ, હૃદય વિષે રાજો, ગુરૂ (૨)
બ્રહ્માનન્દ ભરપૂર, (૨) દશ દિશમાં ગાજો; જય જય૦ ૨

સોમ સમા છો શાન્ત, અમૃતથી ભરીઆ, ગુરૂ (૨)
શરણ તણે પરતાપ, (૨) બહુ જીવ ઉદ્ધરીઆ; જય જય૦ ૩

મંગળમૂર્તિ મૂળ, છો મંગળકારી, ગુરૂ (૨)
કથતાં આમ સ્વરૂપ, (૨) વેદ ગયા હારી; જય જય૦ ૪

બુદ્ધિતણા દાતાર, સદ્ગુરૂ શ્રી પોતે, ગુરૂ (૨)
સાક્ષી ચૈતન્ય એક, (૨) નિર્ગુણ છો જ્યોતિ; જય જય૦ ૫

ગુરૂ ગંભીર ગુણવન્ત, ત્રિગુણાતીત સ્વામી, ગુરૂ (૨)
પૂર્ણાનંદ પરમેશ, (૨) છો અંતરયામી. જય જય૦ ૬

શુદ્ધ થકી ભરપૂર, પ્રભુતાથી પૂરા; ગુરૂ (૨)
જન્મ મરણ જગદીશ, (૨) કીધા છે ચૂરા, જય જય૦ ૭

જ્ઞાનિ પરમપદ યોગ, અવિચળ એ આપો, ગુરૂ (૨)
મુક્ત સ્વરૂપ મુકુન્દ, (૨) સ્થિર જનને સ્થાપો. જય જય૦ ૮

# माया निवारवा प्रभु प्रार्थना.

( તમે સંયોગ સુખ કેમ માણતા નથી એ રાગ. )

મહા માયા મોહન કેમ વારતા નથી;
વારતા નથી ને શીદ ડારતા નથી—મહા૦ ટેક.

સાખી—દ્વન્દ્વરૂપ ધારી નદી, નૂતન હર્ષ નિત્ય;
તરછોડીને ત્યાગતાં, કરે પરાણે પ્રીત.
ક્ષણુના ખસે અલબેલા એ અંતરથી;
તદપિ તેને નાથ શું પોકારતા નથી— મહા૦ ૧

સાખી—નેહ નાનાસ્તિ કિંચન, વેદ વદે બહુ વાર;
શ્રવણુ શુણ્યું સો વાર પણુ, જગમાં જણાએ સાર.
હર્ષ શોકમાંહિ હરિ જાઉં છું તણુાતો;
પોતાનો ગણુીને ઉદ્ધારતા નથી— મહા૦ ૨

સાખી—ભ્રમરૂપ સંસારમ્યા, નામ ને રૂપ રહિત;
અસ્તિ, ભાતિ, પ્રિયમાં પ્રભુ, ચોટે નહિ ચટ ચિત્ત.
દ્વૈતનું બીજ રહ્યું દિલમાં દબાઇ;
જ્ઞાનાગ્નિથી તે કેમ બાળતા નથી— મહા૦ ૩

સાખી—અધિષ્ઠાને અડકે નહિ, વિવર્તના વિકાર;
દષ્ટિમાં સૃષ્ટિ બધી, કહે વસિષ્ઠ વિચાર.
અઘટિત ઘટનાની અઘરી એ આંટી;
કરુણાના કટાક્ષે વિદારતા નથી— મહા૦ ૪

સાખી—સ્વપ્ન સમો સહુ જનતણો, વિશ્વમહિં વ્યવહાર;
અહંતા મમતા સદા, વાધે ત્યાંજ અપાર.
કૃપા કરીને હવે તેમાંથી બચાવો;
એટલી શું આપમાં ઉદારતા નથી— મહા૦ ૫

સાખી—વિખેરો સહુ વાસના, ઉજ્વળ થાએ ઉર;
દિવ્ય ચક્ષુઓ ખુલતાં, નિરખું પ્રભુનું નૂર.
મુકુન્દ સ્વરૂપમાંહિ રૈનદિન ખેલતાં
કાળના કિંકર કદાપિ મારતા નથી— મહા૦ ૬

---

## ॥ सज्जनदुर्जनयोः स्वभावौ ॥

गुणायन्ते दोषाः सुजनवदने दुर्जनमुखे
गुणा दोषायन्ते, तदिदमपि नो विस्मयपदम्।
महामेघः क्षारं, पिबति कुरुते वारि मधुरं
फणी क्षीरं पीत्वा, वमति गरलं दुःसहतरम् ॥

### સજ્જન દુર્જનના સ્વભાવો.

બને દોષો ગુણો, સુજન વદને સદ્ય પડતાં,
ગુણો થાએ દોષો, દુરજન મુખે એમ અડતાં;
મૂકે મીઠું વારિ, ઉપર જળને અભ્ર ઉદધિને,
નવાઈ એ કેવી, સરપ વિષ દે દૂધ અહિને.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. શોભાલાલ મંગળદાસે છાપ્યું,
ઠે૦ પાંચકુવા; ચાર રસ્તા—અમદાવાદ.